# "અસલાજી"

ઇયાને

## કંજુસના કરમની કાહણી અથવા ૬૦ વરસના અસલાજી ૧૭ વરસની શીરીન સાથ પરણવા નીકલયા!

એક ઇંગરેજી ખેલને આધારે પારસી સંસારી હાલતને લાગુ પાડી રચેલો ૩ અંકી નાટક.

(બીજી આવરતી.)

પારસી નાટક મંડલીને માટે

બનાવનાર

**અરદેશર બેહરામજી પટેલ**

તે "કાકામામા કેહેવાના" તથા "સુધરેલી શીરીન આખરે ઠેકાણે આવી" અને "નહીં બોલના ૯૯ ગુણ"ના ખેલોનો કર્તા.



મુંબઈ:

ધી ઓંએ જામે જમશેદ પ્રીંટીંગ પ્રેસ કમપની, લીમીટેડ.

૧૮૮૫.

કીંમત રૂ ૦।.

૨૩૯૦

# "અસલાજી"

ઇયાને

## કંજુસના કરમની કાહણી અથવા ૬૦ વરસના અસલાજી ૧૭ વરસની શીરીન સાથ પરણવા નીકલયા!

એક ઇંગરેજી ખેલને આધારે પારસી સંસારી હાલતને લાગુ પાડી રચેલો ૩ અંકી નાટક.

(બીજી આવરૂતી.)

પારસી નાટક મંડલીને માટે

બનાવનાર


અરદેશર બેહરામજી પટેલ

તે "કાકામામા કેહેવાના" તથા "સુધરેલી શીરીન આખરે ઠેકાંણે આવી" અને "નહીં બોલના ૯૯ ગુણ"ના ખેલોનો કર્તા.





મુંબઈ:

ધી બોંબે જામે જમશેદ પ્રીંટીંગ પ્રેસ કમપની, લીમીટેડ.

૧૮૮૫.

કીંમત રૂ ૦ા.

# દીબાચો પેહેલી આવરૂતીનો.

હું કાંઇ નાટક લખનારમાં ખપવાનું ગુમાણ ધરાવતો નથી, હું કાંઇ પારસી સંસારી હાલત સુધારવાનો દાવો કરતો નથી. હું કાંઈ હાલના કેહેવાતા સુધારાનો હીંમાયતી નથી અથવા સઘલા અસલી જુના વીચારો સવીકારતો નથી, પણ જે ધંધાને મારી ભવીશની જીંદગી મેં અરપણ કરીછે, જે ધંધાના ઓહોલા દરીયામાં મેં જીપલાવી દીધુંછે, તે ધંધામાં મને ઘણું જોવાની, ઘણું સાંભલવાની અને પુશકલ અવલોકન કરવાની બેહદ જોગવાઇઓ મલીછે. મારા એ ધંધાની રૂએ ઘણાક નાટકો જોવાની, વાંચવાની અને તેઓ ઉપર વીવેચન કરવાની મને ફરજ પડી હતી અને તે ફરજ મને હવે તો એક જાતની "પયારની મેહનત" થઇ પડીછે. મેં મારી આ "પયારની મેહેનત"માં જોયુંછે કે અસલી પરીયાં જીન, દેવ દરૂજો, રાખસ જીનો, કરાંમતી દેખાવો અને અખુદરતી બનાવોના ખેલોના દહાડા હવે વહી ગયાછે. કેલવણીના વધારા સાથ સંગીન અને ઉપયોગી થઇ પડે એવા ખેલોનો શોખ દેશી કુટુંબોમાં વધગોછે અને તે ટકનો લાભ લઇ મારા વાંચવામાં આવેલા એક ઇંગરેજી જાણીતા ખેલ ઉપરથી આ દેશી સંસારી ખેલ રચવાની મેં હામ ભીડીછે. મારા લાયકીવાલા મીતર મી૦ બેહરામજી મેહેરવાનજી મલબારીની ફરજયાત વીધવાપણાંની વીરૂધની હાલની ખરેખરી વખાણવા લાયક "કરૂઝેડે" મને વધારે ટેકો આપયોછે તેમ કેટલોક સારો ખોરાક પણ આપયોછે. તેમાં હું કેટલો ફતેહ પામયોછું તે મારા વાંચનાર તથા આ ખેલના જોનારની પોતાનીજ મુનસફી ઉપર સોંપુંછું. હું એમ કેહેવાને હીંમત કરતોજ નથી કે આ ખેલ પારસી સંસારનું આબેહુબ ચીતરછે, પરંતુ વખતના શોખ ને અનુસરીને મને આ ખેલમાં કેટલીક જુદી વલાણો લેવાની પણ ફરજ પડીછે. મારા કેટલાક કદરદાન મીતરો મને શુચવેછે કે સુખલી, બજો, ભીમ, પાનાચંદ વતરેગેના મોહડામાં મેં જે બોલો મેલયાછે તે તેઓની ખરી હાલત સાથ સરખાવતાં ભારીછે, પણ તેઓને મારો આ ખોલાશો પુરતો જણાશે. વલી તેઓને મારે જણાવવું જોઇયે કે ભીમ તથા બજો કાંઇ સાધારણ ચાકર નથી પણ "કારભારી" છે. પ્રજાના શોખને અનુશરી એક નાટકમાં પારસી સંસારી હાલત આબેહુબ લાવવી તે કોઈવાર અશકત થઇ પડેછે. એક સાચવી રાખનારા પુસતકને બદલે ચાનક અને

કેટલીક શીખામણ આપનારા તખતા ઉપર મેલાનારા ખેલ તરીકે મારાં આ લખાંણને મેં વધારે ગણ્યુંછે. નીરદોશ રમુજો મેં ઊમેરીછે, હાલ ના કેટલાક ચાલુ બનાવો મેં દાખલ કરયાછે, અને ઉમેદ રાખુંછું કે જેવી સારી નીશતાથી મેં આ ખેલમાં કેટલાક ચાલુ બનાવો ઉપર ટીકા કર યાછે તેવીજ સારી નીશતાથી મારા સઘલા વાંચનારાઓ તથા જોનારાઓ તે લેશે. આ ખેલની ફતેહ ઉપર બીજો કેટલોક ભવીશનો આધાર લટ કેલોછે જે વીશે હાલ બોલવાનું હું દરૂસત ધારતો નથીં. જેટલા પારસી સંસારી ખેલો હમણાવેર બાહેર પડયાછે—ભવીશને માટે હું બોલતો નથી—તેમાં જો મારો ખેલ દેશી, અકશર કરી પારસી, હાલતને વધારે લાગુ પડતોછે એમ મારા કદરદાન મીતરો કેહેશે તો હું મારી આ મેહે નતનો પુરેપુરો બદલો મલયોછે એમ સમજીશ.

"પારસી ઘરોમાં આવા સંસારી બનાવો વખતે શું ગાયન ગાવા માં આવેછે કે?" એમ કેટલાકો મને સવાલ કરશે. હું તે કબુલ કરૂંછું, અને તેટલા માટેજ ગાયનો "વધારા" તરીકે આપવાને મેં વાજબી જો યુંછે. પણ હાલના શોખ પરમાણે રશીલાં ગાયન વગર એક ખેલ લોક પ્રીય થાય નહી એવું હોવાથી મારા એક મીતરની મદદની મને જરૂર પડી હતી. જે રસીલાં અને ચાનક આપવા જોગ ગાયનોનો સીંગાર ઉમે રવામાં આવયોછે તે માટે મારા એ મીતર મી૦ ફીરોજશાહ રૂશતમજી બાટલીવાલાનો હું તદન આભારીછું. "ફીરોજે" મારા એકજ બોલને માન આપી પોતાનો કીમતી વખત ખોહી આ ગાયનો મારે માટે ખાસ જોડી ખેલાડીઓને તેની તાલીમ આપવા માટ કેટલાક દીવસો વેર જે મેહેનત કરીછે તે માટે હું મારા એ મીતરનું હેશાંન કદી ભુલનાર નથી. અલ બતાં મારે જણાવવાની જરૂર નથી કે એ ગાયનો ઉપર સઘલો હક તેનો પોતાનોજ છે.

નુકતેચીની હું માગુંછું, ખાંમી વગરનો આ ખેલ નથી એમ હુ કબુલ કરૂંછું, પતલી ચાંમડાનો હું લખનાર નથી, તોપણ તે નુકતેચીની કેવી જોઇએ તે માતર હું મારા મીતરોનીજ મુનસફી ઉપર સોંપુંછું.

મુંબઇ, તા૦ ૨૯ મી
નવેમબર, શને ૧૮૮૪.

**અદના.**

# દીબાચો બીજી આવરૂતીનો.

નાટક લખનાર તરીકે "અસલાજી" મારી પેહેલી કોશેસ હતી અને તેટલાં માટે તે મને વધારે પયારી હતી. તે વધારે પયારી હોવાથી તેની ફતેહ માટે મને વધારે ઊલટ હતી. ગેઇટી થીયેટર જેવી મુંબઇની સૌથી મોટી નાટકશાલામાં ખીચોખીચ ગીરદીઓની હજુર તથા આબરૂદાર દેશી કુટુંબોની પ્રસન્તા સાથ ૧૮ વખત ૩॥ માસનાં ટુંક અરસામાં આ ખેલ થયો હતો અને તે પછીથી આ બીજી આવરૂતીમાં હું દેખાવ દેઉછું તેજ આ મારી પેહેલી પયારી કોશેસની ફતેહની ગવાહીછે, જે ફતેહ માટે કદરદાન તમાસગીરોનો તેમજ વાંચનારાઓનો હું આભારીછું. તેમ "પારસી નાટક મંડળી"નાં ખેલાડીઓને પણ આ ફતેહનો એક મોટો હીસો હું આપવા માંગુંછું. એ ખેલાડીઓની કોશેસની હું આ વખતે ખાશ નોંધ લઇ તે માટેનો મારો સંતોશ જાહેર કરી સારી તાલીમ આપવા માટે તથા ખેલની ફતેહ માટે સારી કાલજી રાખવા ઠકી તેના મેનેજીંગ માલિક મી० ફરામજી દાદાભાઇ અપુનો પણ આ ટકે ખાશ આભાર માનવાને હું વાજબી જોઉંછું. મારા આ ખેલે મારા લાયકીવાલા મીત્ર શેઠ નાનાભાઇ રૂસતમજી રાણીનાના "કાલાં મોંઢાં" નાં ખેલની સાથેજ દેખાવ દીધો હતો અને પારસી સંસારી ખેલોની તવારીખમાં એ બેઉ ખેલોએ કેવો હીસો બજાવયો હતો તે નોંધાઇ રહેલી વાત હોવાથી—લાંબી મુદતવેર યાદગાર રહી જનારી વાત હોવાથી—તે વાશે હું કાંઇબી બોલવા માંગતો નથી.

મારૂં મત એવું છે કે દુનયાં મોહોલીછે અને તે સાથ જુદાં જુદાં સાહીત્યનાં ખેતરો પણ સારાં વીસતારવાલાંછે. તે ખેતરોમાં ઘણા ખેડુતોને ખેડી ખાવાની જગાછે, પણ દરેક ખેડુતે પોતાનાંજ કામ ઉપર મંડી રહેવું જોઇયે અને "હું સરસ ને સઘલા લોકારી" એવી ધિઃકારી કાહડવાજોગ અને તુચ્છકારી કાહડવાજોગ બદીને શરણ થવું ન જોઇયે. ખેતરોની ઉતપંતી કાંઇ ખેડુતોજ ખાતા નથી, પરજાબી દામ આપી તેનાં ફલ ચાખેછે અને જે ફલ સવાદીશટ હોયછે તેને માટે તેઓ સારૂં બોલેછે. પરજાનાં તેવાં મતની સાહીત્યનાં ખેતરોનાં ખેડુતોએ કાલજી

રાખવી જોઇએ. હું એવાંજ ધોરણ ઉપર વરતું છું અને જો મારી મેહેનતનાં ફલને પરજા પસંદ ન કરે તો તે મતને માનપુરવક શરણ થઇ મારી નીશફલતા સ્વીકારવાને કદીબી હું પછાત પડીશ નહીં. જમાનો આગલ વધતો જાયછે અને તે સાથ નવા નવા ખેડુતોબી નીકલે એ સવભાવીકછે, પણ તેથી "ઉજડ ગામમાં એરંડા પરધાન"વાલા જુના થઇ ગયલા ખેડુતોએ એ નવાઓની અદેખાઇથી પહરેજ રહેવામાં તેઓને પોતાનેજ ફાયદોછે. "અસલાજી" તથા "કાલાં મેંઢાં" ની ફતેહએ એવા જુના ખેડુતોને બહુ ચીરડાવી નાંખેલા લાગેછે અને તે રીશના ઉભરા બહુ બાહેર નીકલી પડયા હતા. મને "અસલાજી" સાથેજ કાંમ હોવાથી તે વીશેજ હું હીયાં બોલુંછું.

મારા આ ખેલ માટે મેં કાંઇ પણ મગરૂરી લીધી નથી, છાપાના અતલગના સંબંધવાલા મારા લાયકીવાલા મીત્રો ઉપર મીત્રાચારીના સંબંધ તરીકે મારી એ "અદના" કોશેસ ભેટ મોકલી હતી, જે સીવાય મેં મીઠા અથવા માઠા "રીવ્યુ" ની હોંશ અથવા દરકાર પણ રાખી ન હતી. મારો આ ખેલ તખ્તા ઉપર પોતાનાં પુર બાહરમાં ચાલતો હતો તે વખતે "જનાંનખાંનાંની બીબીઓ" એ પોતાના બુરખામાંથી પથરા ફેંકવાને કોશેશ કરી અને દેશી કુટુંબોને એ ખેલ જોવાનો જે શોખ લાગો હતો તેમાંથી તેઓને અટકાવવાની નેમ રાખી, જે નેમ તેઓની મોટી નીરાશી વચ્ચે તદન નીશફલ ગઇ. ત્યારપછી "રાસ્ત ગોફતાર" નામનાં એક પતરે મારી ઉપર એવું બોહોતાન (!) મેલયું કે એ ખેલ તો મેં ઈંગ્રેજી ઉપરથી "તફડાવયોછે"—આ રશીલી માહરાણીજીની ભાશા મારી નથી—અને "અપ્રમાણીકપણું" વાપડી મેં ઇંગ્રેજી ખેલનું નામ જણાવયું નહીં ! જેમ આ બીજી આવૃતીનાં પુઠાં ઉપર મોટા કાલા હરફે જણાવ્યું છે તેમ તેજ બોલોમાં પેહેલી આવૃતીનાં પુઠાં ઉપર પણ તેવાજ મોટા હરફે તથા દીબાચામાં પણ જણાવયું હતું કે એક જાંણીતા ઇંગ્રેજી ખેલ ઉપરથી આ ખેલ ઊપજાવી કાહડયોછે. કેવું મારૂં "અપ્રમાણીકપણું"! પણ મારા જે કદીમ લાયકીવાલા મીત્રે મારૂં આવું ધોલે દીવસનું "અપ્રમાણીકપણું" અતીશય ચબરાકીથી પકડી પાડયું હતું તેવણે કેટલાંક વરસની વાત ઉપર "ભોલાનાથ જુગારી" નામનો એક ખેલ રચી પ્રગટ કર્યો હતો, જે ઉપર જે જીણાં દીબાંમાં આ દીબાચો લખાયોછે તેવાજ જી

ણાં દીબાંમાં માત્ર લખ્યુ હતું કે "(ઇંગ્રેજી ઉપરથી)", જે ખેલ A Gambler's Fate નામના એક ઇંગ્રેજી નાટક ઉપરથી લખ્યોછે અને તોપણ હું કેવો "અપ્રમાણીક"! મારા એ લાયકીવાલા કદીમ મીત્રે પોતાનું સદાનું સવતંત્રપણું વાપડી કોઇ હીંદુ લખનારે "અસલાજી" પુરો થયા પછી કેટલાક માસ રહી ટીકકા કરયા હશે જે બબેવાર ઉતારી લેવાની મારી ઉપર મેહેરબાની કરી હતી, જે ખરેખરી મેહેરબાની હતી, કારણકે તેથી આ બીજી આવૃતીમાં બાહેર પડવાને શોખીનોની માંગણી થી મને ફરજ પડી અને જે માંગણી હમણાંવેર થઇછે તે ઉપરથી તો કદાચ હું ધારૂંછું કે ત્રીજી આવૃતી પણ થોડીક મુદત રહી કાહડવાને હું નસીબવંત નીવડીશ.

મારા આ ખેલની ફતેહ માટે હું કોણુને આભારી છું તે હું ઉપર જણાવી ગયોછું, પણ હું પાછું કંહુ છું કે એ ફતેહથી હું કોઇબી રીતે મલકાતો નથી. પરજા મતને હું સદા નમતો રહીશ, જે ધંધામા હું પડયોછું તેની રૂહે હું કલમ અજમાઉછું, બાકી તેજ ધંધાનાં કોઇ બીજા પુંજારી ઉપર સરસાઇ મેલવવાને હું કદી દાવો કરીશ નહીં અને વીના કારણે તેને તોડી પાડવાને પણ કદી હું હામ ભીડીશ નહીં. મારી ઉપર જે ટીકકા થાય તે સાંભલવાને હું પુરતો ઘડાયલોછું, વાજબી ટીકકાને અમલમાં લાવવાને હું સદા ખાહેશમંદછુ. પણ તેમજ અદેખાઇની અગણુની ભસમમાં મથેલા ટીકકાઓ ઉપર હું પેટ ભરી હશુછું અને હશીશ બાકી બીજું કાંઇબી મને કહેવું નથી, પણ ગુજરાતી વાંચનારી આલમ તથા આવી કોશેસ માટે જોનારી આલમની રેહેમદીલી અને ભલી લાગણીની હું સદા કાલજી રાખીશ.

**લા૦ આ૦ બે૦ પટેલ.**

મુંબઇ, તા૦ ૧૭મી આગસટ સને ૧૮૮૫.



# નાટક પાત્ર.

**અસલાજી**.........એક કંજુસ ૬૦ વરસના પારસી ગ્રહસ્થ તથા મુંબઇની કારપોરેશન અને બીજી મોટી મંડળીઓના સભાસદ.

**ખશરૂ**..............તેવણનો એકપુરો બેટો.

**કેકોબાદ**... ........અસલાજીનો ખાનગી સેક્રેટરી તથા ગુલબાઇનો આશક.

**ઉકરજી કાનશૂટયા**..અસલાજીએ પોતાની બેટી સાથ પરણાવા કાહડેલો પીઠાંવાલો.

**ભુખણદારા**........માહરાણીજીની ન્યાયાધીકારી વડી અદાલતનો સોલીસીટર.

**પાનાચંદ**........ લખલુટ જવાનોનો માનીતો વ્યાજે નાણું કહડાવી આપનાર દલાલ.

**અભઈજી**..........સારા ખાનદાનની એક બુઢી વીધવા.

**શીરીન** .... .......તેવણની બેટી, જેણી "શીરીનબાઇ સુનામખીને" નામે ઓલખાયછે.

**ગુલબાઈ**.. ........અસલાજીની ખરેખરી અસીલ, સમજુ અને કેલવાયલ એકપુરી બેટી.

**સુખલીબાઈ**........ગુલબાઇની દાસી.

**બજો ભાખરો**......ખશરૂનો કારભારી.

**ભીમ**...............અભઇજીનો કારભારી.

**કાવલો** ............અસલાજીના ઘેરનો સઘલાં કામકાજનો નોકર, બબરચી તથા કોચમેન.

નોકરો, ફરનીચરવાલો મેમણ, ઝવેરી, કસબીદાર, ઇત્યાદી.

---

[આ ખેલ "પારસી નાટક મંડલી" એ શનીવાર તા૦ ૨૯ મી નવેમબર શને ૧૮૮૪ થી ભજી બતાવાને સરૂ કરયો હતો અને "ગેટી થીયેટર"માં લાગત ૧૮ વખત ભજી બતાવ્યો હતો.]

૨૪૦૯

# કંજુસના કરમની કાહણી

અથવા

## ૬૦ વરસના અસલાજી ૧૭ વરસની શીરીન સાથ પરણવા નીકલયા!

---

### અંક પેહેલો—દેખાવ પેહેલો.

[અસલાજીના ઘેરનું આંગણું; સુખલી અને ભીમ વાત કરેછે.

**સુખલી**—અરે, બોલના ભાઇ! હવે આવા શેઠથી તો હું બહુ કટાંલી ગઇછું; એના પૈસાપર સાંપ બેસે, તે જેમ જેમ બુઢો થતો જાય છે તેમ તેમ વધારે કંજુસ અને વધારે અધીરો થતો જાયછે. બબરચી-ખાનાંમાં આવી રાતનાં વધેલાં સુધેલાંનેબી તાલાં મારેછે! માટે માફ કરજે અખઇ રહયા ભાઇ ભીમ, તું કેટલે દાહાડે આજે મળવા આવ્યો ને મારી પાસે તારા હાથ ઉપર મેલવાને કાંઇ મળે નહીં.

**ભીમ**—કાંઇ નહીં બેહેન સુખલી, એમાં શું છે? તારા શેઠ અસલાજી ઉકરડાને ઓળખતું કોણ નથી? ઉકરડા કરી તેનું નામ કાંઇ ઓદું આપ્યુંછે? જે ધણી ઉકરડાના કચરામાંથીબી કાંઇ પડયું ખડયું ઓળે તે ધણી ઘરમાં ઉઘાડું તે શું રાખે? અને બેહેન એવુંજ હોવાને લીધે તું સુકાતી સોહરાતી જાયછે! પણ કાંઇ ઘરબારના સમાચાર?

**સુખલી**—અરે ભાઇ! સમાચાર તો ઘણા છે અને હું જેટલી ખોરાકે જીવતી નથી તેટલી સમાચારે જીવુંછું. તારા જેવા ભાઇ આગળ દીલ ખોલવામાં કાંઇ પાપ નથી. ગયા બે મહીનામાં મારી નાની શેઠાણી ધારાપુરીની સેહેલગાહે એક મછવામાં ગઇ હતી અને અરધે રસ્તે ગયા

પછી એકદમ તોફાન થઇ આવ્યું. મારી પ્યારી શેઠાણી ડુબી ગઇ હતે પણ તેજ બાજુથી એક બીજા મછવામાં એક ચોકસ પારસી જવાન જતો હતો જેણે પોતાના જીવના જોખમે કપડાં સુધાં દરયામાં હોમાવી દેઇ મારી બાઇને જીવતી એંચી કહાડી.

**ભીમ**—ત્યારે તો તારા શેઠ અસલાજી ઉકરડાએ પોતાના ગમે એવા કજુંસ જીવ છતાં પણ પોતાની એકપુરી બેટીના બંચાવનારને મોટું ઇનામ આપ્યું હશે ?

**સુખલી**—કેવું ઇનામ ! બીચારો તે કામકાજ મેલી મારી બાઇને ભીંગાયલો તરબોર ઘરમાં લાવ્યો ત્યારે મારા મોટા શેઠે "માફ કરજો તસદી બહુ પડીછે" એવું કહીને બીચારા તે ગબરૂ જવાનને બદનમાં ગરમી લાવવા બરાંડીનું એક ગલાસ પણ આપ્યું નહીં ! પણ તે દીવસથી મારી બાઇમાં અજબ ફેરફાર થઇ ગયો. નજદીક એક પખવાડયાં સુધાં તેણી આ જવાનની બાહદુરી અને ખુબસુરતી અને ઉમદા દીલ અને હીંમતની મારી આગળ તારીફપર તારીફ કરી મને કંટાળો આપવા લાગી. સવારનાબી એજ વાત, બપોરનાબી એજ વાત, સાંજનાબી એજ પીજણ અને રાતના બીછાણાપર પડી પડીબી મને ઊંઘાવા નહીં દે અને તે ને તેજ વાત મને પાછી યાદ દેવડાવ્યા કરે !

**ભીમ**—આહા ! આહા ! બેહેન હવે હું સમજી ગયો. દરયાના પાણીએ તો તેણીને ઠંડી કરી નાખવાને બદલે ઉલટી ગરમ કરી નાખી. પણ પછી.

**સુખલી**—થોડા દિવસમાં તે જવાને અમારા મોહલામાંથી દહાડામાં દશ ફેરા પસાર કરવા માંડયા. મારી બાઇબી કોઇ દિવસે બારીની અરાશે જાય નહીં તે જરા જરામાં બારીએ ડોકયાં કર્યા કરે. એક દિવસે એકમેકને સલામ થવા માંડી; બીજે દિવસે આંખના ચાળા થયા; ત્રીજે દિવસે ટપાળમાં એક કાગજ આવ્યું; અને ચોથા દિવસથી મારી શેઠાણીએ મને પોતાના વિશ્વાસમાં લેઈ આ જવાન સાથ દરરોજ કાગજ પતરનો વેહેવાર ચાલુ રાખ્યો.

**ભીમ**—તુનેબી તેમાં ઠીક તડાકો પડયો હશે. તુંબી સુરતી માબાપની હોવાથી આવું જોઇ બાઇને ચીરવામાં કાંઇ બાકી રાખયું ન હશે.

**સુખલી**—તું કયાં મને નથી ઓળખતો ? પણ અમેબી તાલ કરી થોડી મુદતમાં એજ જવાનને અસલાજીનાં બેહેસ્તી કારભારી પેશુ પરતાકીયાની જગા અપાવી તેને અમારા ઘરમાંજ દાખલ કર્યો. પણ મને રાતને દીન ધાસ્તી લાગેછે કે રખેને આ ભરમ અસલાજી આગળ ફુટે તો મારૂ મોહતજ થવાનું.

**ભીમ**—ચાલ બેહેન, ધાસ્તી શાંની કરેછે ? એવી ભુખે મરવાની ચાકરી કરતાં તારી આવી બાહોશી પ્રમાણે તો તુને બીજે ઘણે ઠેકાણે નોકરી મળશે. આજે પારસી ઘરોમાં ચાકરીના શું તોટા છે? ચાલીસ રૂપરડીના ઘણીની ઘણીયાણીનેબી આયા, નહીં તો કે પારસી ચાકરડી જોઈયેજ જોઇયે ! [સુખલી અને ભીમ જાયછે.

---

## અંક પેહેલો—દેખાવ બીજો.

[અસલાજીના ઘરનો બાગ; કેકોબાદ તથા ગુલબાઇ ફરેછે.

**કેકોબાદ**—મારી વાહાલી, શાને માટે તું શોકાતુર લાગેછે ? તારા જે કોલે મને અપરંપાર સુખી કર્યોછે તે કોલને માટે શું તું પસ્તાયછે ? જો એમજ હોય તો હું તને તે કોલમાંથી મોકલી કરૂંછું.

**ગુલબાઈ**—તમારાં સુખને માટે જે મેં કર્યુંછે તે માટે હું પસ્તાઉ છું એમ જો તમે ધારતા હોવો તો મારાં જીગરને તમો પીછાણતાજ નથી.

**કેકોબાદ**—તારો એકેએક બોલ મને તારા વધુ આભારમાં નાખેછે જેનો બદલો મારેથી કદી અપાનાર નથી. પણ યાદ રાખજે કે મારા જેવા ગરીબ માત પીતાના મધ્યમ કેળવણીના જવાન ઉપર જે જે આભાર તેં કર્યાછે તેના બદલામાં મારો જાન પણ તારે માટે કાહાડી આવાને હું સદા તૈયાર રહીશ.

**ગુલબાઈ**—તે માટે જો હું શક લાવું તો મારા જેવી નગુણી કોઇ નહીં ગણાય. પ્યારા કેકી, તેં જે મારે માટે કર્યુંછે તે સાથ સરખાવતાં મારો પ્યાર કુચ બીસાદમાં નથી.

**કેકોબાદ**—પણ વાહાલી ગુલ, મારા જેવા એક મીશકીન સાથ પરણુવામાં તું શું તારા કંજુસ પીતાનો ગુસ્સો અને તારા સગાંવહાલાંનો કોફ ખેંચતી નથી? વળી દુનીયાં જે હંમેશ બીજાના કામમાં માથું ખોસે છે તેની બત્રીશીની શું તું દરકાર કરતી નથી?

**ગુલબાઇ**—દુનીયાંની બત્રીશીની મને દરકાર નથી; આ જગમાં દાહપણુને ઠપકો આપવાને મુર્ખાઇ હંમેશ આગળ પડેછે પણ મુર્ખાઇને ઠપકો આપવાને દાહપણુ હંમેશ પાછલ રહેછે.

**કેકોબાદ**—ઠીકછે, ત્યારે તો તારા આવા મક્કમ વિચાર માટે હું તારો બહુ આભારીછું. પણ પ્યારી ગુલ, તું શું ધારતી નથી કે તારા ભાઇ ખશરૂને આપણા આ છુપા ભરમમાં સામેલ કર્યાથી આપણું કામ બહુ આશાનીથી પાર પડશે? તું જાણુતી તો હશે કે આજ કાલના સુધરેલા પારસી જવાનોના લખલુટ ખરચોની ઠેકડી કરી તારા કંજુસ પીતાજીને વારંવાર ખુશી કર્યાથી ખશરૂ મારી તરફ દુશમનાઇની નજરથી જોયછે; તેટલા માટે પેહેલાંતો તેને ખરી બીનાથી બરાબર વાકેફ કરવો જોઇયે. વળી બુઢાજીને મગન કરવા મનેતો હજી પણ જવાનયાઓના ઢંગનો રકાશ કરવો પડશે; માટે હું ધારૂંછું કે હાલ તરત તો ખશરૂની વાત અખાડાજ કર—પછી તારી મરજી. પણ લે, તેજ ત્યાંથી આવતો દેખાય છે. સલામ, મારા જીગરના એખલા હાર!

[જાયછે.

**ગુલબાઇ**—કેવો ભલો ખવાશ! એવા ખાવીંદ સાથે જીંદગી કેવી સુખમાં જાય? પૈસાવાળા બેઅકલીઓ સાથે પરણ્યા કરતાં ખરૂં સુખ અને જીંદગીની ખરી મોજમજાહ તો આવા જવાનોની સંગતમાં છે. આજનાં પારસી માબાપ તો બંગલાઓમાં રેહેતા અને બે ઘોડાની ગાડીમાં ફરતા ઠાઠમાઠ સાથના છોકરાઓ સાથ પોતાની બેટીઓને પરણાવવામાં તેઓના ભવને સુખમા નાંખેલો સમજેછે. પણ તેઓ કયાં જાણેછે કે ખરૂ સુખ ત્યાં જવલેજ મળેછે. કેકી ગરીબછે પણ બાહોશ, સાચો અને પ્રમાણીકછે. દુન્યાંમાં એવા ગરીબ બાહોશ જવાનો જવલેજ ફાવેછે. મારા પીતા કારપોરેશનમાં મોટાં મોટાં ભાશાંણો પરપર કરી જાયછે, ગટરનાં બાંધકામ અને શેહેરને જરૂરનાં પાણી વિશે કીંમતી વિચારો આપેછે,

જાહેર સભાઓમાં તેવણના હાથમાં કેડાવો મુકવામાં આવેછે જે રજુ કરતાં તેવણ અસરકારક ભાશાંણો કરેછે, બીજે દિવસે તે ભાશાંણોની વર્તમાન પત્રોમાં તારીફપર તારીફ થાયછે, દેશની થાપણ દેશમાંજ રેહેવી જોઇયે તે બાબદ ઊપર મારા પીતાજીએ એક કીમતી ચોપાન્યું બાહેર પાડયુંછે અને સર આકલંડ કોલવીન તથા "લંડન ટાઇમ્સ" અને 'સેટરડે રીવ્યુ" પણ તેની તારીફ કરેછે. પરંતુ દુન્યાંને કયાં ખબર છે કે એ સઘલું માન તો કેકીને ઘટેછે. એ સઘલું કેકીનાં ભેજાંમાંથી નિકળેલું છે; કેકીની કલમથી લખાયલુંછે. પણ કેકી બીચારો ગરીબ છે અને તેટલા માટે તે જો એજ ભાશાંણો જાહેરમાં કરવા ઉઠે અથવા એવાંજ ચોપાન્યાં કહાડે તો તેની જાહેરમાં ઠેકડી થાય, વર્તમાન પત્રોને તે લખાણ ખામી ભરેલું માલમ પડવાથી તેની સખત ધુળ કાહાડી નાખવામાં આવે, અને ગરીબ કેકીને પેહેલા અનુભવમાંજ નિરાશ થઇ હારી બાવું પડે. મારો પીતા કંજુસછે, પ્રજા તે જાણેછે, ઘરેઘર અને મંડળીએ મંડળી તેની ઠેકડી થાયછે, પણ તેની હાજરીમાં સઘળા તેને માંન આપેછે; તેનાં મોહડાંપર તેની તારીફ કરેછે; તેનાં ભાશાંણો સાંભળી તાળીઓથી દીવાનખાનું ગજાવી નાખેછે ! આ સઘલો ખેલ પૈસાનોછે. પૈસા ! પૈસા ! ! પૈસા ! ! ! આ દુન્યાંનો સઘલો ખેલ તારેથીજ છે ! સઘળું માનઅકરામ તારામાંજ છે અને પૈસા વગરના માણસનું જીવતરજ આ જગને મનસે બળ્યું ! (ગાયછે ; જુવો વધારો; ગાયણ ૧ લું.) [ખશરૂ દાખલ થાયછે.

**ખશરૂ**—પ્યારી બેહેન, એક ઘણીજ અગતની વાત મારે તારી આગલ કરવીછે અને જો થોડો વખત વધુ તે મારા પેટમાં રહેશેતો ખચીત હું ફાટી મરીશ.

**ગુલબાઈ**—પ્યારા ભાઇ, તારી નોકરીમાં હું સદા હાજર છું અને બીનદેહસતે મારી ઉપર વિશ્વાસ રાખી તારો ભરમ ખોલ.

**ખશરૂ**—ઓરતને એક છુપી વાત કેહેવી તે ગોયા બીજે દીવસનાં વર્તમાનપત્રોમાં જાહેરખબર આપ્યા બરાબર છે, તોપણ ઓરત ઓરતોમાં ફરક હોયછે અને તું મારી એકપુરી સાચી બેહેન હોવાથી તારી આગલ ભરમ ખોલવાને હુ દર રાખતો નથી, કારણકે તારી સલાહની મને ઘણી જરૂર છે. ટુંકમાં બેહેન ગુલ, હું-હું-પ-પ-પ્યારમાં પડયો છું.

**ગુલબાઈ**—તું પ્યારમ ! ભાઇ ખશરૂ તું તો મને હંમેશ કહેતો

હતો કે પ્યાર બોલ તો નાટક તથા વાર્તા લખનારાઓનો કલપીત બોલ છે અને આજે એમ કેમ ?

**ખશરૂ**—બેહેન, બોલવું સેહેલું છે. દુન્યામાં આજે શું ફેરફાર નથી થતા? જે પારસી સુધારકો આગલ અસલી વિચારનાઓને હસતા હતા તેઓ પોતેજ આજે અસલી વિચારના થઇ ગયાછે; જેઓ સુધારાવાલા-ઓને ગાળો ભાંડતા હતા તેઓ આજે બુઢાપામાં સુધારાવાલા થઇ ગયા છે; તેમ મારામાં પણ ફેરફાર થયોછે; તેવોજ મારો પણ હાલ થયોછે. હું પ્યારમાં દીવાનો થઇ ગયોછું. અને થોડા દિવસમાં જો મને મારી વાહાલી મળશે નહીં તો તું તારા ભાઇને જીવતો જોનાર નથી.

**ગુલબાઇ**—પણ ખશરૂ, બોલ તો ખરો કે તારામાં આવો ફેરફાર કરી નાખનાર ઓરત કોણ છે ?

**ખશરૂ**—તે એક મગરૂર થોડી પુંજીની નખરાંબાજ ઓરત છે, પણ બાહોશ હસમુખી અને અતી ખુબસુરત છે. તે કોઇજ નહીં પણ તારી સહી શીરીનબાઇ સુનામખી છે.

**ગુલબાઇ**—શીરીનબાઇ સુનામખી ! આહા, આહા, આહા ! તુંબી ડુંગર ખણીને ઉંદર શોધી લાવ્યો ! સુધારાવાલાઓ કહેછે કે છોકરાઓને મોટા થઇને પોતાને મનપસંદ બૈરી લાવવા દેવો પણ જો તેઓ આ છુટનો આવોજ ઊપયોગ કરેતો આપણો અસલો રેવાજજ સરસ. તોપણ ભાઇ, જ્યારે તું કહેછે કે શીરીન વગર તું મરીજ જવાનો ત્યારે તો તારૂં આ કાજ નકકી કરવામાં હું મારેથી બનતું કરીશ. પણ બાવાજી આવાં લગ્નને કદીબી પોતાની મંજુરીઆત આપશે? તેવણતો જાણે પોતેજ પરણવાના હોય તેમ કારજ લાવનારાઓને તુને વેચવાની કીંમત પુછેછે !

**ખશરૂ**—ગુલાં, હું જાણુંછું કે તે એક મોટું હકતેખાંન છે, જે કુદાવવું બહુ મુશકેલ પડશે. બળ્યો આજનો પારસી સંસાર ! જે દલ-દરો પોતાના બેટાઓને મોટી બીડ કરનારને વેચાતા આપેછે તેઓને પોતાની નીરદોશ બેટીઓ માટે કદી ખયાલ આવતોજ નથી. પણ ઘણું થાયછે તે થોડાંનેજ કાજે અને વખતનો મસ્તાન દેવ પારસીઓમાંથી આ બદી જલદીથી દુર કરશે. તોપણ બેહેન, ઓરત જ્યાં હોય ત્યાં કયું કામ નિશફળ થયુંછે? માટે તારાં દાહપણ ઉપર મને પૂરતો ભરૂસો છે.

**ગુલબાઈ**—મારા હેતવંતા ખશરૂ, દીલોજાનથી તારૂં કામ પાર પાડવાને બનતું કરીશ, પણ તેના બદલામાં એક એવાજ કામમાં તારી મદદની પણ હું આશા રાખુંછું.

**અસલાજી**—(અંદરથી) ચોર! નાપાક! લુચ્ચો! મારૂં ખાણું ખરાબ અને સત્યાનાશ કરી નાંખેછે!

**ગુલબાઈ**—વળી બાવાજીને શાનો ગુસ્સો આવ્યો?

**ખશરૂ**—કાંઇ જુનું પુરાણું ખાસડું અથવા કાંઇ એવુંજ ઝવેરાત ગુમાઇ ગયું હશે. પણ એવણનું કામ તો હંમેશ એવુંજ છે, ચાલ આપણે ત્યાં એકાંત જઇ આપણાં સુખ દુઃખની વાત કરીયે.

[બેઉ બાજુએ જાયછે.

[અસલાજી દાખલ થાયછે.

**અસલાજી**—એનું ખાણું ખરાબ થાય મારા આ દુકતાનું! કમાઇનાંતો જેવા જોઇયે તેવા કોઠરા ને વળી પોતાને માટે એક ખાસ નોકર રાખ્યોછે. આ સુધરેલો જમાનો તો જુવો! મારા બાપ બપાવાનાં વખતમાં આખા કુટુંબને પેહેરવાને જેટલાં કપડાં પુરતાં પડે તેટલાંતો આજના વખતનાં એશકી જવાનોનાં ખાસ નોકરોને જોઇયેછે! એ પ્રમાણે તો મારી આખી દોલત ઘસડાઇ જવાની. એવા લખલુટ ખરચના દીકરા પેટ પેદા પડવાનાં કરતાં મારી બેહેસ્તન આસીબાઇ વાંહજણીજ મરી ગઇ હતે તો વધુ સારૂં. આજના વખતમાં પૈસા પેદા કરતાં લોહીનુ પાણી થઇ જાયછે. અગાઉના સારા વખતમાં વ્યાજે આપેલું નાણું લોકો ઘેર બેઠાં પાછું આપી જતાં હતાં. આજે માંગતા માંગતા જબ્બાં ઘસાઇ જાયછે અને જોડાનાં તળ્યાં ફાટી જાયછે, અને જ્યારે વ્યાજ મળેછે ત્યારે સેંકડે પચીસ ટકા! જામાસ્પ જાહરૂસના ભાઇ સુખલાને ગયે વરસ રૂ૧૫૦૦ ધીર્યા હતા તેના આ રૂ૩૦૦૦ (બતાવીને) આજે ચાર ચાર મહીના થયા ઢકેલા ખાતાં અને દમ ભરાવતાં હાથમાં આવ્યા, અને ન્યુસપેપરોતો બુમો પાડેછે અને મ્યુનીસીપાલીટીને ભલામણ કરેછે કે ગરીબોને નાણું ધીરનારી બેંકો ઉઘાડે! શું કપાલ? કોણ કમીશનર કે કારપોરેટરો મારી કાણી નાણું એમ પાછુ લેવા જશે કે? જાઓ, જાઓ, મુગા મુગા ઉંઘાઇ જાઓ, જો તમો એમ બેંક ઉઘાડોતો પછી અમારા જેવા નાનું વ્યાજ ખાનારાઓનું શું થાય? આ રૂ૩૦૦૦—

**ખશરૂ**—(આગલ આવીને) કેમ બાવાજી શું છે?

**અસલાજી**—(બાજુએ) અરરર, મોહકાંણ! આ ઠેલીની વાત એને ખબર પડશે તો એની ઉપર લોબાન ફરવાનું. (મોટેથી) નહીં, મારાં પ્યારાં બચ્ચાંઓ, હું એમ મારા મનમાં વિચારતો હતો કે હાલના કડકા કડકીના વખતમાં જો મારી પાસે રૂ૩૦૦૦ હોયતો વાઇનાડની આટલી બધી સોનું ખોદી કાહાડનારી કુમપનીઓ છે તેના શેરો લેઉં. અરે હું એમબી વિચારતો હતો કે સોનું નિકળે ત્યારે સોનાના લાદાઓ મારે હાથે જમીનમાં મેલી ઊંચકી લાવું કે માણુસ પાસે ઉંચકાવી લાવું.

**ખશરૂ**—કાંય નહીં બાવાજી, ત્યારે કોઇ મારવાડી પાસેથી વ્યાજે રૂ૩૦૦૦ કહડાવતા?

**અસલાજી**—હું વ્યાજે કહડાઉં! અરરર! મારો છોકરો તો કેઠો મારો આ ભવનો જમ છે. કોઇ દિવસે વ્યાજે નાણું કહડાવીને તે મારૂં નખોદ વાળવાનો. અરે તારૂં ખાણું ખરાબ થાય ખશરૂ, તારાં દીલમાં કપડાંજ એવાં છે કે તે વેચે તો તેમાંથી કોઇ માણુસ આખી જીંદગી એકાંતવાસમાં બેસી કુર કુર ખાયા કરે. અરે પણ તું તો બાવા નાહાય ને તાપે તેવો છે અને એ સઘલું તું લાવેછે કયાંથી? શું મારી તીજોરીની કુંચી ઉપર તારો હાથ પડેછે કે?

**ખશરૂ**—બાવાજી, મારી ઓળખાંણના બીજા પચાસ જવાનોછે જેઓ મારા કરતાં વધારે દુલ્લાછે અને કોઇ પણ જાણતું નથી કે તેઓ કયાંથો પૈસા લાવેછે. અરે સાહેબ, આ મુંબઇ શેહેરમાં બાવાનાં ગજવામાં હાથ માર્યા વગર એશકી મેશકી થવાના તથા એશઆરામમાં રેહેવાના બીજા એક હજાર ને એક રસ્તાઓ છે.

**ગુલબાઇ**—પ્યારા બાવાજી, એ રાબેતાનું પીજણુ એક બાજુએ મેલી એક ઘેરસંસારી અગતની બાબદ અમો તમારી આગલ કરવા માંગયે છીયે.

**અસલાજી**—મારેબી તમારી સાથે કાંઇ અગતની વાત કરવીછે. વારૂં, ખશરૂ તું તો બૈરાંઓમાં ફરનાર હરનાર જવાન છે માટે શીરીનબાઇ સુનામખી નામની એક ચોકસ જવાન છોકરી વિશે તારૂં શું મત છે?

**ખશરૂ**—(ખુશી થઇને) શું બાવાજી, શીરીનબાઇ સુનામખી? તેતો આખી દુન્યાંમાં સૌથી સરસ ખુબસુરત છોડીછે.

**અસલાજી**—તે શું સારૂ જોડું નહીં થશે ?

**ખશરૂ**—અરે બાવાજી, જોડું તો એવું કે દુન્યાંમાં તેના ખાવીંદ જેવો બીજો કોઇ પણ સુખી માણસ ન થશે.

**અસલાજી**—એક વાતને માટે માત્ર મને ફીકર છે અને તે એકે તેની પાસે દપલો મળે નહીં.

**ખશરૂ**—અરે પીતાજી ! પૈસા નથી તો શું થયું ? તેની ઉત્તમ ખુબી તરફ તો નેગાહ કરો ; ખોદાને ખાતર પૈસા જેવી નિરજીવ ચીજ માટે તમારી ધારણા માંડી ના વાલતા. તેણીની ખુબી અને ખુબસુરતી આગલ પૈસા કુચ બીસાદમાં નથી.

**અસલાજી**—વારૂં, ત્યારે, જો બેટા તું તારૂં લખલુટપણું હવે મુકી દે તો શીરીનબાઇ સુનામખીના આપણા ઘરમાં આવ્યાથી ખરચમાં જે વધારો થશે તેનો બદલો મળશે.

**ખશરૂ**—મારા અનંત વહાલા પીતાજી, જેમ તમે કેહેશો તેમ હું ચાલીશ અને કરકસર પણ ઘણી કરીશ. (બાજુએ જઇને) ધાંખરો પોતાની મેળે રાહપર આવેછે હં ! ચાલ, ગુલની મદદનીબી જરૂર નથી. આપ આપશે મેળે બેરી આવેછે ત્યારે હવે મારા જેવો નસીબવાળો કોણ?

**અસલાજી**—શાબાસ બેટા, મેં ધાર્યુંતુંજ કે તારો ખવાશ સારોજછે, અને જયારે તું એવી કબુલાતો આપેછે ત્યારે શીરીનબાઇ સુનામખી સાથે મારો પરણવાનો વિચાર હું જલદીથી અમલમાં લાવીશ.

**ખશરૂ**—(અચરત થઇને) અરે ! શીરીન સાથે શું તમે પરણવા માંગો છો ?

**અસલાજી**—હા, હું શીરીન સાથે પરણવા માગુંછું.

**ખશરૂ**—શું તમે, તમે, તમે ?

**અસલાજી**—હા, હું, હું, હું.

**ખશરૂ**—માફ કરો સાહેબ; મારૂં માથું એકદમ ફરી આવ્યુંછે અને મારે જવુંજ જોઇયે.

[ખશરૂ જતો રહેછે.

**અસલાજી**—હું પરણવા નીકલયો અને એને શું દુખી આવયું? આજનો જમાંનો તો જોવો! પણ વહાલી બેટી, મારૂ એખલાનુંજ નક્કી કરી હું બેસી રેહેનાર નથી. ખશરૂને માટે પણ મારી નજરમાં એક ચોકશ વિધવાછે જેણીને તેના મરનાર ખાવીંદનો સારો વારસો મળ્યોછે; અને તું મારી તાબેદાર વહાલી બેટી હોવાથી તારે માટેબી મેં બહુ મેહેનત કરી આપણી પડોશના પીઠાવાલા કાનજીભાઇ કાનફાટયાના બેટા ઉકરજી સાથે નક્કી કર્યુંછે.

**ગુલબાઇ**—હું ઉકર કાનફાટયા સાથે પરણું!

**અસલાજી**—હા, નહીં કાય? તેની પચાસ વરસની ઉમર થઇતો શું થયું? તેની પાસે બે પૈસાનો જીવછે અને વળી ઉરનમાં દારૂની એક ભઠ્ઠીછે.

**ગુલબાઇ**—બાવા હું કદીબી ઉકર સાથે પરણનાર નથી; મને તમે કેળવણી આપી તે શું આવા ગુતારા પાસે પાણીથી ધોવડાવવા કે? હવે કયાં ગયા તમારા સુધારા અને કેળવણી ઉપરના મોટાં મોટાં ભાશાણો? જો પારસી સુધારો એવી હાલત ઉપર આવ્યો હોયતો આપણી અસલી હાલતને સો ભલાઇ? અસલના માબાપતો ખાનદાન તરફ જોતાં હતાં પણ હાલનાં લોભી ધાતકી માબાપતો પૈસા તરફ પોતાની નજર પેહેલી દોડાવેછે. બાવા તમારે ગમે તે કરો પણ એ બેઅકલી સાથે હું કદી પરણનાર નથી.

**અસલાજી**—આજના વખતની દુકતીઓતો છેક હાથથીજ ગઈ! અરે રાંડ અભાગણી, તારી માય શું મને પ્યાર કરીને પરણી આવીતી કે? હું કીયો મેટરીકયુલેટ થયો હતો? મારા આવાજ જોડા અને મારી આવીજ પાઘડી ઉપર તારી માય બેહેસતન આસીબાઇ મારે ઘેર આવી હતી. શું માબાપ પોતાના બચ્ચાંઓને હાથે કરી દુખમાં નાખતાં હશે? જા, રાંડ ઘેલી, મુંગી મુંગી ઉકર સાથ પરણવાને કબુલ થા કે જેથી સુખમાં દાળ રોટલી ખાસે. બાકી આજના શિખેલા પોરયાઓતો બાવા નહાય ને તાપે તેવા. આજે એક ઉપર પ્યાર કરી કાલે બીજી ઉપર પ્યારમાં પડશે.

**ગુલબાઇ**—બાવાજી, હું મારો આખો ભવ કુમારી હાલતમાં બાળી

નાંખીશ પણ ભેંસ જેવા પેટના તથા લેપરા જેવા ગાલના ઉકર કાન-ફાટયા સાથતો જીનહાર પરણનાર નથી.

[કેકોબાદ દાખલ થાયછે.

**કેકોબાદ**—સાહેબ, કેટલ.ક દલાલો તમુને પુછેછે.

**અસલાજી**—જોની, કેકોબાદ; મારી આ હઠીલી છોકરીને સમજાવની. એક બે પૈસે સુખી ખાવીંદ સાથે હું એને પરણાવા માંગુંછું પણ એ તો અભાગણી સમજતીજ નથી. કેકોબાદ, આજનો વખત કેવો બુરોછે? ઝેર ફાકવાની એક અરધી મારી પાસે મળે નહીં અને જો ખાવાને રૂપયો ખરચવો ન પડે એવા ખાવીંદ સાથે ગુલ પરણવ.ને કબુલ કરે તો એવી ૧૦ છોકરીઓબી ભારી નહીં પડે.

**કેકોબાદ**—ખરી વાત છે સાહેબ; આજે એવા કીયા પારસી માબાપના ભાગ્ય કે પોતાની છોકરીઓનો મફ્ત ઉઠાવ કરે. ગુલબાઇ, બાવા કહેછે તે કાંઇ સમજો. (બાજુએ ગુલાંને) જો કાંઇ આટો બાટો ના બફતી, હં!

**અસલાજી**—વાજબી, તદન વાજબી બોલ્યો, કેકોબાદ; હું ઇચ્છું છું કે મારા છોકરાઓમાં તારા જેવી અક્કલ આવે. વારૂં હું પેલા દલાલોને મળવા જાઊંછું તેટલાં મારી આ નાદાન છોકરીને કાંઇ સમજાવ.

[અસલાજી જાયછે.

**કેકોબાદ**—મારી વાહાલી ગુલ, તારા ઘરસંસારની આવી હાલત જોઇ આપણી જીગરની આશા વિશે મને બહુ ફીકર લાગેછે.

**ગુલબાઇ**—કેકી, તને ફીકર રાખવાનું કાંઇ પણ કારણ નથી. મારો પ્યાર મજબુત છે. નસીબ દેવી જો આપણી ઉપર રૂઠશે તો આપણાં સુખને ઢીલમાં નાંખશે, પણ આસમાનના દેવ.બી ઉતરી આવીને મને બીજા સાથે પરણાવી તારી ઉમેદને ભષ્ટ થવા દેશે નહીં.

**કેકોબાદ**—શાબાસ, પારસી અબલા કેલવણીની વીરૂધવાલાઓને ગમે એવા બકબકારા કરવા દેવો પણ અબળા કેળવણી જો તારાજ જેવી પારસી છોકરીઓ ઉતપંન કરે તો તે કેળવણીના કોટને દુશમનોનો નબલો મારો સેહેજ પણ ઇજા કરનાર નથી.

**ગુલબાઇ**—(ગાયં ૧; જુવો વધારો; ગાયણ રજું.)

[પડદો પડેછે.

## અંક પેહેલો—દેખાવ તરીજો.

[ખશરૂ અને તેનો નોકર બજો ભાખરો
દાખલ થાયછે.

**ખશરૂ**—કેમ બજા ભાખરા, પાનાચંદને મળી આવ્યો કે ! પૈસાને માટે શું કર્યું ?

**બજો**—અરે સાહેબ બોલોજના; પૈસા માંગવા જવા કરતાં મોહત ભલું; વ્યાજખોરાઓની સાથે કામ પાડવું તે સેતાનની મુલાકાત કરી આવ્યા બરાબર છે.

**ખશરૂ**—ત્યારે પાધરૂં ભોંઞી મરની કે તું રડતો આવ્યો. ભાખરો તે ભાખરોજ રહી ગયો.

**બજો**—તમારે ગમે તે બોલોની, સાહેબ. આજના વખતમાં જસ પર જુતીયાંજ મલેચ. અરે સાહેબ, પાનાચંદતો બીચારો એક અશરાફ માણસછે. તેને તો બીચારાને તમારે માટે ઘણુંજ લાગેછે અને નાણા ધીરનારને તેણે તો તમારી ઘણીજ શીફારશ કીધીછે કે "શેઠ માણસ ચોખાં છે, જેનું લેછે તેનું તરત પાછું આપી દેછે, બાવા પાસેથી દલ્લો ઠીક છે અને બુઢાની ભરતી ભરાઈ રહેલી હોવાથી જે વખત જાયછે તેમાં ટાકો ઘડી કરશે અને તે વખતે સઘળા માંગનારાઓને ટાંલ્લેરી." પણ એનું ખાણું ખરાબ થાય, એનું સત્યાનાસ થાય, તે નાણું ધીરનાર તો તમારી સાથે કેટલીક સરત કરવા માંગેછે.

**ખશરૂ**—પણ લાવની જે સરત કહે તે મારે કબુલછે. મને તો બસ રૂ૫,૦૦૦ જોઇયેછે. કહે તો રૂ૧૦,૦૦૦ લખી આપું. વળી બે ત્રણ ટકા વ્યાજ આપીશું. બીજું શું ? ઢાંખરો જીવી જીવીને કયાંવેર જીવશે ? તે વખતે હાથમાં દલ્લો આવ્યા પછી એ બધા મારવાડીઓને જોતો ખરો હું કેવો બતાઉછું ?

**બજો**—આજે પાનાચંદ તમુને પોતાને ઘેર બોલાવનારછે જ્યાં આ નાણું ધીરનારબી હાજર થઇ તમારે મોહડે તમારી ભવિષ્યની દોલત વતરોગે વિશે વાત કરશે. અરે શેઠ, મારી તો ખાતરીજ છે કે જેવો તે સાંભળશે કે તમો અસલાજી ઉકરડાના છોકરા છેવો કે તરતજ એક બોલ બોલ્યા વગર રૂ૫,૦૦૦ ની નોટ કહાડી આપશે.

[પાનાચંદ દાખલ થાયછે.

**ખશરૂ**—આવો પાનાચંદ શેઠ, કેમ કાંઇ સારા સગન લાવ્યા ?

**પાનાચંદ**—શું કરીયે આપણે તો બનેછે તેટલી તમારે માટે મેહે-નત કરીયે છીયે. પણ નાણું ધીરનાર કોઇ જબરો માંજનદરાંણીછે. આખરે કેટલી મુસીબતે તે કેટલીક સરતોએ નાણું ધીરવાને તયારછે.

**ખશરૂ**—બસ પાનાચંદ, તમે જે કબુલ કીધું તે મારે કબુલછે. તમો કાંઇ મારૂં બુરૂં કરવાના હતા? જાઓ જાઓ, હમણાજ રૂપયા લઇ આવો. મને ઘણીજ અગતછે.

**પાનાચંદ**—અરે મારા શેઠ, જરા ધીરા તો પડો સઉ સારૂં થશે. પણ મેં કાઇ તમારૂં નામ હજી આ જમજાુને કહ્યું નથી. (બાજુએ) મને પોતાનેબી ખબર હોય ત્યારે કેની ! (મોહટે) તે તો પેહેલાં તમોને નજરે જોઇ ખાતરી કરવા માંગેછે. ખાતરી કર્યા પછી તે તમુને રૂ ૩૦૦૦ આપી રૂ ૫૦૦૦ લખાવી લેશે અને વ્યાજમાંબી મેં ઘણા કરડા કરાવ્યાછે. પેહેલાં તો તે હઠ લેઇ સેંકડે દર વરસે ૫૦ ટકા માંગતો હતો પણ મેં કેટલી મુસીબતે ૩૬ ટકા કરાવ્યાછે. મારી મેહેનતની દલાલી પણ હું કાંઇ ઘણી માંગતો નથી. જાઓની બસ રૂ૫૦૦ આપજો.

**ખશરૂ**—વારૂં પાનાંચંદ, જાઓની એબી સરત મારે કબુલ છે. લાવોની રૂ૨૫૦૦ તો આપો.

**પાનાચંદ**—અરે સાહેબ, પણ એક અગતની વાત કેહેતાંતો હું ભુલી ગયો, માફ કરો. અમો દલાલીયાઓ ધ્યાનબી કયાં કયાં રાખીયે ?

**ખશરૂ**—વારૂ પાનાચંદ, તે બોલોની? હજી રેહેંશવાનુ કાંઇ બાકી રહ્યુંછે કે?

**પાનાચંદ**—અરે હોય શું મારા મુરંબી, કાંઇ ઘણી જીત જેવી વાત નથી. નાણું ધીરનાર કહેછે કે હાલ તેનું નાણું શેરોમાં રોકાયલું હોવાથી રૂ૩૦૦૦ તેની પાસે રોકડા નથી માટે રૂ૨૦૦૦ તમુને તે રોકડા આપી રૂ૧૦૦૦ નો એવેજ આપશે. અને તેબી ઠીકછે. આ રહી તેની ટીપ. (વાંચેછે.)

"એક મોટો ઢોલીયો, સાતીનની ઝાલર સાથે, સાતીન ઉધાઇએ કોત-
"રી ખાધીછે અને કુરટણીની માત્ર એકજ બાજુ ગેપ થઇ ગઇછે બાકી

"બીજી સઘલી રીતે ઢોલાયો સારો આરામ કરવા લાયકછે. ૬ ગાદીની "ખુરશીઓ; ગાદીમાથી ૩ કેટલેક ઠેકાણેથી બાહેર નિકલી આવ્યોછે અને "બે ત્રણુનો એકકો પૈયો ભાગી ગયોછે, બાકી બીજી સઘલી રીતે ખુરશીઓ "વાપરવા લાયક મોટા હાલને શોભાવે એવીછે."

**ખશારૂ**—અરે તારૂં ખાણું ખરાબ થાયરે નાણું ધીરનારનું! સત્યા નાશ ગયો તો મારા ઢાંખરાનેબી હઠાવેચ્ય! વારૂ પછી?

**પાનાચંદ**—(વાંચેછે) "એક મોટો આઇનો; માત્ર વચમાંથી ફાટ "પડીછે અને એક બાજુનો કડકો ગેપ થઇ ગયોછે, બાકી બીજી સઘળી રીતે "આ આઇનો હાલમાં શોભાને માટે મેલી મોહડું જોવાને લાયકછે. ૩સતમ "અને સોરાબની ઘોડેસ્વાર તસવીર, કેખશરૂ બાદશાહની દરબારની સબી તથા "બરજોર અને બીજા પારસીઓના નેયાગાંનોની અસલી પુરાણી તસવીરો. "માત્ર તેઓના મોહડાં જમાનાની ગોરદેશીથી ઉડી ગયાંછે અને જગે જગ "ઉધાઇઓએ નાકા પાડયાંછે, બાકી હાલમાં લટકાવ્યાથી પારસી જવાનોમાં "અમલી ઇરાની ખમીર દોડી આવે અને તરત ઇરાંન ઉપર ચઢાઇ લેઇ "જવા માંગે."

**ખશારૂ**—અરે તારૂં સત્યાનાશ જાય રે આ મારવાડીનું! અરે મારા જેવો તારા છોકરાનો હાલ થાય! ચાલો પાનાચંદ આગળ ચલાવોની અને એ પીડા જલદી પુરી કરી નાંખોની.

**પાનાચંદ**—(વાંચેછે) "૧ દજન જુનાં પુરાણા બદીયાંન જેને કદાચ "એકકી બોંય ન હશે; થોડાક લેંગા જેનાં નાડાં કહાડી લીધેલાંછે, તથા "કેટલાકના એકકા પાયજા મલમ પટા કરવા માટે ફાડી લેવામાં આવ્યાછે; "આ કીંમત વસ્તુઓ તમારા બાપ બપાવા અથવા કાકા મામાના મરણ "વખતે ખાંધીયા નશેશાલારોને પેહેરાવવા બહુ કામ લાગશે."

**ખશારૂ**—અરે તારોજ બાપ બપાવો મરેની? પાનાચંદ, આએ પારસીતો તમારી જાતવાલાઓનેબી હઠાવે એવોછે. વારૂ, એનો કોઇ છોકરો બોકરો છે કે નહીં?

**પાનાચંદ**—મારી જાણે બલા! (વાંચેછે) "કેટલાક જુનાં ધરમનાં "ફંડના હિસાબના ચોપાનિયાઓ અને "મુંબઇ દોસ્ત" તથા એવાંજ બી-

"જાં કીંમતી વર્તમાનપત્રોની ચાર પાંચ વરશની ફાઇલો, આ વાંચણ
"તમારી મનશકતી ખીલવવાને બહુ ઉપયોગી થઇ પડશે અને તમારા
"હાલની લાઇબ્રેરીને તેથી કેટલીક શોભા મળશે."

**ખશારૂ**—બસ, પાનાચંદ ઘણું થઇ ગયું. ગમે તેમ કરીને રોકડા રૂપયા લાવોની; એનું અચ્ચર થાય કંજુસ બાપોનું, જો પોતાના શોખીન બેટાઓને મનપસંદ ગજવા ખરચ આપતા હોયતો આવા ગલાંફાંસુઓનો તો રસ્તો લેવો નહીં પડે?

**પાનાચંદ**—અરે સાહેબ, હવે એકજ કીંમતી જણસ રહી ગઇ છે. સાંભલી લેવોની, નહીં તો અમથો જીવ બલ્યા કરશે. (વાંચેછે) "એક ત-
"પખીર સુંઘવાની રૂપાંનો ઘોર ચહડાવેલી દાબડી. ઢાંકણાં ઉપર લેડીની
"સબી ચીતારેલીછે; માત્ર ઢાંકણ છુટું પડયુંછે અને ચાંપ ઢીલી પડી
"ગઇછે, બાકી આ ફરમાસુ દાબડી કોઇ મોહરદારને ભેટ આપવા લાયકછે.
"આ સઘલો કીંમતી અસબાબ તમોએ પોતે ઉપાડી જવો, ભાગ તુટ,
"હેલ મજુરી તમારે માથે, અને છેલ્લે સૌથી અગતનું વેપાર વેહેવારના
"કાયદા અને ધારા મુજબ ખતપતર કરવાના તથા સુખડીના રૂ૨૦૦
"કાપી લેઇ તમારી પાસે રૂ૫૦૦૦ ની ચીઠ્ઠી લખાવી રોકડા રૂ૧૩૦૦
"તથા મજકુર કિમતી જંગમ મીલકત આપવામાં આવશે."

**ખશારૂ**—ચાલો પીજન પુરૂ થયું કે નહીં? મને તો ભાઇ જલદી રૂપયા જોઇ છે માટે ગમે તેમબી મને રોકડા રૂપયા અપાવો. મને ઊપલી સરતો કબુલછે.

**પાનાચંદ**—ઠીકછે સાહેબ, ત્યારે આજે સાંજના મારે ઘેર પધારવાની તસ્દી લેજો. સાહેબ મેહેરબાન. [જાયછે.

**ખશારૂ**—જોયું, પૈસા વગરના માણસનું જીવતરજ બળ્યુ. આ મુજી પૈસા ધીરનાર મને ગરજવંતો જોઇ જબરો નિચવવા માંગેછે, પણ યાદ રાખજે બચ્ચા કે અસલાજી ઉકરડાનો બેટો તને માહાત કરશે. જેને રૂપીયા પાછા આપવાના નહીં હોય તેને ગમે એવી કરડી સરતોની પરવાહ શી? બંધીખાંને નખાવશે તો ઢાંખરો છે કેની! બુઢો કાંઇ મને બંધીખાંને જવા દેઇ પોતાની આબરૂને ખરાબ લાગવા દેનાર નથી અને ત્યારેજ

તેની શુદ્ધ ઠેકાણે આવશે કે સુધી સુધીને પૈસાને એકઠા કરી કીટાળ્યા કરતા મારા જેવા ખાતાપીતા જીવને ખરચવા આપેલા વાજબીછે.

[પડદો પડેછે.

---

## અંક પેહેલો—દેખાવ ચોહો.

[પાનાચંદ દલાલનું ઘર; પાનાચંદ ઓરડામાં ફરતા ફરતા પાન સોપારીની બીરી કરી મખવાશ કરેછે.

**પાનાચંદ**—આપરેતો બેહુ ગમની દલાલી મેલવીશું, પછી ખુદાને પધશા મલેકે નહીં. આપરી દલાલી મલી એટલે આપરે ગંગા નાહયા. કેટલાક બીચારાઓ આખો દાહડો નીચી મુંડીએ કામ કરી પચાશ રૂપરડીનો પગાર પાલતા ન હશે, જ્યારે એવા દીવાલીયા છોકરાઓના એક કામથીજ આપણે પાનસો સાતસોનો તડાકો મારીયે છીયે. (ગાયછે, જુવો વધારો; ગાયન ૩ જુ.) [અસલાજી દાખલ થાયછે.

**પાનાચંદ**—આવો આવો અસલાજી શેઠ, ભલે પધારયા. ગરીબના ઘેરને બહું માન આપયું હં!

**અસલાજી**—બશ પાનાચંદ. હવે તારી ભટાઇ છોડી દે. કામન વાત કરની. માથે લીધેલું કામ નકી થયું એટલે લાખ રૂપીયાનું માન આપયુંને લંધું. કેમ ત્યારે પેલા છોકરાના શું સમાચાર?

**પાનાચંદ**—ટુંકમાં સાહેબ, આ છોકરો બહુજ ઉડાઉછે અને એટલો તો ગરજાળુછે કે તમે જે સરત કબુલ કરાવશો તે કબુલ કરશે.

**અસલાજી**—પણ પાનાચંદ, તમે શું ધારોચ કાંઇ ધાસતી તો નથી કે? પણ એ છોકરાનું નામ શું! અને તે કીયા ખાનદાનનો છે? તેનો ઢાંખરો ઢપી જાય તેવો થઇ રહ્યોચ કે નહીં? નહીં તો કે આપણે તે ઢાંખરાનો ઢાંકપીછોડો કેમ કરી નાખવો તે તેને બરાબર શિખવીશું.

**પાનાચંદ**—અરે સાહેબ, તેનું નામબી હું તો પુરૂં પાધરૂં જાણતો નથી. મને તો તેના ચાકરે એટલુંજ કહ્યુંછે કે તેના બાપનું નામ સાંભળતાં વાર તમો પૈસા તેને કાહાડી આપશો. તે ખુદો ઘણો દોલતમંદછે પણ ચાકરના કહ્યા પ્રમાણે પૈસાનો ઘણો નિચોછે.

**અસલાજી**—બધલા દીવાળીયા છોકરાઓ પોતાનાં માબાપને એવાંજ નામો આપેછે; મારો ખશરૂ કરી એક છોકરો છે તેબી મારા મુઆની કાગડે ડોળે વાટ જોયા કરેછે પણ મેંબી પાછો પરણી તેની આશા ભષ્ટ કરવાનો વિચાર કર્યોછે.

**પાનાચંદ**—આ જવાન પોતાના પીતાનો એક પુરો બેટો છે અને એટલાં વેરબી લખી આપવાને તૈયાર છે કે તેનો બાપ આવતાં ડોસલાં અગાઉ ઢપી જશે.

**અસલાજી**—ત્યારે તો ઠીકછે, આપણે મોટી ખુશીથી બીચારાને તેની હાલની તંગીમાંથી છોડવીશું.

[ખશરૂ અને તેનો નોકર બન્નો દાખલ થાયછે.

**પાનાચંદ**—આવો આવો શેઠ, ભલે પધાર્યા. અસલાજી શેઠ, આ ગૃહસ્થ ૩૫૦૦૦ તમારી સરત પ્રમાણે ઉછીકા લેવાને તૈયારછે. (ખશરૂ અને તેનો નોકર ગભરાઇ જાયછે.)

**અસલાજી**—અરે તારૂં ખાણું ખરાબ થાય ખશરૂ ! છેક આવી હાલતપર તું આવી ગયો કે ? તારા બાપનોબી ડોસલાં અગાઉ કાટલો કાહાડવા તૈયાર થયો !

**ખશરૂ**—(બાજુએ) થોડો ઘણો સુકો કર્યા વગર છુટકો નથી. (મોટે) અને તમે આવા બુજરોગ માણસમાં ખપી નાદાન છોકરાઓને આવી રીતે લુટવા અને નીચવવા માંગોછો તે શું તમને શરમ ભર્યું નથી ?

**અસલાજી**—અને તું શું આવડે મોટે વ્યાજે નાણું કહડાવી તારૂં અને મારૂં બેઉનું સત્યાનાશ કરાવા માંગેછે કે ?

**ખશરૂ**—અને તમે શું આવાં મોટાં વ્યાજે નાણું ધીરી દોલતમંદ થવા માંગોછો કે ?

**અસલાજી**—આ બન્યા પછી તુંને તારૂં મોહડું મને દેખડાવવા કેમ ગમશે ?

**બશારૂ**—અને આ બન્યા પછી દુન્યાંને તમારૂં મોહડું બતાવવાની તમે હિમ્મત કેમ કરશો ?

**અસલાજી**—નિકળ નાપાક, તારૂં અહીંયાંથી મોહડું કાળું કર. હવેથી હું તારી બહુ સંભાળમાં રહીશ. સારૂં થયું કે હું આજે અહીંયાં આવ્યો, નહીં તો કે તું શું શું તારાં કાળાં ધોળાં હજીવેર ચાલુ રાખતે ?

[પડદો પડેછે.]



## અંક બીજો—દેખાવ પેહેલો.

[અસલાજીના ઘરનો એક ઓરડો; ગુલબાઇ અને શીરીનબાઇ ભરતાં ભરતાં વાત કરેછે.

**શીરીનબાઇ**—બેહેન ગુલ, શું કહું ગઇ કાલે આલબલેશ બાગમાં લગ્નમાં ખાખાવરખાની બ્ટલીએ જે જીકની સાડી પેહેરી હતી તે એવીતો સરસ હતી કે સઘળાનો ડોળો તેની ઉપર બેઠો. મરેરે પોલકોબી એવો મજાહનો લાગે કે હુંબી મડમને ત્યાં જઇને મારાબી પોલકા ત્યાંજ સીવડાવી આવું. પણ મારાં માય અભઇજી ઘણાજ જુના વિચારનાંછે અને સાફ એવા પોલકા પેહેરવા ના પાડેછે. જયારે મે બુટ મોજાં પેહેર્યાં ત્યારે કાઇ તેવણે થોડી કાહાંણી પાડીતી. મરેરે, મારા માય જો સુધારાવાલાં હોતે કેની તો ખાખાવરખાની બ્ટલી કરતાંબી હું વધારે ઠણુક કરતી બહાર નીકળતે. એવા વેહેમી માબાપને પેટે અવતરવાનું જીવતરજ બળ્યું. કોઇ હુશીયાર શિખેલો એશકી વર મળી જાય કેની તો મારા મનની સઘલી મોરાદ પાર પડે. (ગાયછે; જુવો વધારો; ગાયણ ૪ થું.)

**ગુલબાઈ**—પણ શીરીન, ત્યારે કોઇ વર શોધી કાંય નહીં કાહડતી? સુધારાવાળી છોકરીઓને આજે વરના તોટા શુંછે?

**શીરીનબાઇ**—અરે ગુલાં, તું મોટી ભુલ કરેચ. આજેતો શિખેલા છોકરાઓબી પરણવાના પૈસા માંગેચ, અને મારાં માય અભઇજીતો કાંઇ સમજતાંજ નથી! હું તેવણને વારંવાર કહુંચ કે મને પરણાવાનો જો એક પાંચ હજારનો હોકારો કાહાડો અને જુવો કે કેવા સારા ખાનદાનના છોકરાઓ તુટી પડેચ. પણ મારાં માય તો જેમ બુઢાં થતાં જાયછે તેમ અકલે કમી થતાં જાયછે. તેવણ કહેછે જે શું પાંચ હજાર કાંઇ આપી દેવાનાછે કે? અસલી રીત પ્રમાણે ગુલ, તેવણ તો ઉલટા પૈસા લેવાની આશા રાખેછે! પણ ભલાં માણસ સમજતાં નથી કે સુજમાં રોજા બોલશે. કોઈ એવણને પુછે કે હું એવણની એકપુરી બેટી છું અને પછીબી એવણના પૈસા મનેજ મળવાના કેની? ત્યારે આગળથીજ આપી કોઇ સુખી ખાવીંદ સાથે મને પરણાવતાં કાંય નહીં? પણ અસલના વખતના બૈરાંઓમાં એવી અક્કલ હોય ત્યારે કેની!

**ગુલબાઇ**—વારૂ શીરીન, જયારે તું પરણવાનીજ વાત કરેછે ત્યારે મારૂં કહ્યું માનશે કે ગઇ કાલેજ મેં સાભળ્યું છે કે એક જણ તારી ઉપર ફીદા થઇ ગયોછે.

**શીરીનબાઈ**—સારૂં થયું તેં મને ચેતવણી આપી તો, હું મારી સંભાળમાં રહીશ. પણ શીરીન, તારા મનમાં કોણ છે તે હું ચેતી ગઇચ. તે દાહડે આપણે તારા ભાઇ ખશરૂની સાથે થઇ ગયા પછી તે મને એટલો તો કંટાલો આપેછે કે કાંઇ બોલ્યાની વાત નહીં. મારા ઘર આગળથી રોજના તે કુડીબંધ ફેરા ખાતો હશે, ગઇ કાલે લગ્નમાં હું ગઇ તો મારી પુઠેને પુઠેજ, ગયા શનીવારે નાટકમાં ગઇ તો નાટક નાટકને ઠેકાણે અને તારો ખસરૂ મોટો આપેરા લેઇ આખો વખત મનેજ ટીકયા કરે, એન્ડ સ્ટેનડ પરખી મારી ગાડીની આસપાસ આગળને આગળજ ફર્યા કરે. તે એટલો તો મારી ઉપર દીવાનો થઇ ગયલો લાગેછે કે મારૂ જીગર જો પથ્થરના જેવું સખત નહીં હતે તો હું કયારની તારી ભાભી થઇ ગઇ હતે.

**ગુલબાઇ**—અને અગરજો તારૂ જીગર પથ્થરના જેવું સખત ન હશે તો થોડા વખતમાં તું મારી સાવકી મા થશે. કારણ કે મારા બાવાએ આજેજ જાહેર કર્યુંછે કે તેવણનો વિચાર તારી સાથે પરણવાનો છે.

**શીરીનબાઇ**—તારા બાવા અસલાજી !

**ગુલબાઈ**—હા, મારા બાવા. બોખા દાંતના, ૬૦ વરસની ભરતી પસાર કરી ગયલા મારા બાવા તો ૧૭ વરસની છોકરી ઉપર પ્યારમાં પડયા છે ! તે વિશે તેં શું ધાર્યુ ? હું ખચીત કહુ છુ કે તેવણ પોતાની આખી જીદંગી સુધી તુને ખરા વફાદાર રેહેશે.

**શીરીનબાઈ**—આહા ! આહા ! આહા ! મરેરે, હું તો હસ્તાં હસ્તાં મરી જવશ. ખુદાને જોઇને તો મારેથી હસવું થોભાવાનુંજ નથી. ગુલ, મારી આવી માહાભારત ફતેહ માટે હું શું મગરૂર નહીં થાઉં ? હું અત્યારથીજ તારા બાવા ઉપર પ્યારમાં પડી ગઇછું !

**ગુલબાઇ**—મારૂ માને તો તું મારા દેવાના થયલા બાવાને થોડી વાર બનાવ કે તુંબી તેવણની ઉપર પ્યારમાં પડી છે.

**શીરીનબાઇ**—બનાવુ શાને માટે ? હુ ખરીજ તેવણુની ઉપર પ્યારમાં પડીચ ? જાણે મને અત્યારથીજ લાગેછે કે તું અને તારો ભાઇ મને "માયજી" કરી બોલાવોછો, જાણે બુઢાજી મને "મારી પ્યારી, મારી વાહાલી" કરી કહી મને બગલમા હાથ ઘાલી ફરવા લેઇ જાયછે, જાણે મને આ બંગલાના ચાકર નફરો "મોટાં બાઇ" કરી બોલાવેછે. આહા ! આહા ! આહા ! ગુલ હવે મારો તારી ઉપર ધાક ચાલશે અને તારેથી મને "શીરીન" કરી કહેવાશે નહીં. આહા ! આહા ! આહા ! આહા !

**ગુલબાઈ**—અરે બેહેન, એટલી બધી હશનાં. આ દુન્યામાં શું નથી બનતું ? ઘણી જવાન છોડીઓ પોતાની રાજીખુશીથી અથવા પોતાના માતપીતાની ફરજથી ૭૦ વરસના બોખાઓ સાથે પણ પરણેછે, એવી ઉમેદ ઉપર કે થોડા વખતમાં બુઢો ટાકો ઘડી કરી તેઓને પોતાની દોલત આપી જશે. કાંય નહીં શીરીન, તારાં માય પણ એવા વિચારથી મારા બુઢા પીતા સાથે તુંને વરાવાને ખુશી થાય ? પારસી સંસારી સડો એટલો તો અંદર પેવશ થયોછે કે કાલે નવાં નખરાં શું બનશે તે કહેવાઇ શકાતું નથી. પણ વારૂ શીરીન, બીચારા મારા તવળતા ભાઇ માટે તારો ચોકસ વિચાર નથી કહેતી ? લે ખશરૂજ વાત કરતાં આવી પુગો.

[ખશરૂ દાખલ થાયછે,

**ખશરૂ**—આવો શીરીનબાઇ. (ગુલબાઇને) કેમ મારા વાહલા વકીલ મને આશાછે કે આ જડજ સાહેબ આગળ તેં મારો મુકદમો મારી ગેરહાજરીમાં બરાબર ચલાવ્યો હશે.

**શીરીનબાઇ**—જેઓનો મુકદમો લુલો હોય તેઓને ઘણાજ ચપરબંધા વકીલોની જરૂરછે.

**ખશરૂ**—પણ જ્યાં જડજોજ એક જણની વિરૂધ અગાઉથી મત બાંધી બેસે ત્યાં બાહોસ વકીલોનોબી શું ચારો હોય ?

**શીરીનબાઈ**—ત્યારે એવુંજ હોય તો સૌથી સરસ રસ્તો એજછે કે પોતાનો મુકદમો પાછો ખેંચી લેવો.

**ખશરૂ**—નહીં શીરીનબાઇ, જ્યારે એક શખસની જીંદગીનું સઘળું સુખ એક બાબદ ઉપર લટકેલું હોયછે ત્યારે તેને તો છેલ્લી ઘડી સુધી પોતાનું નસીબ અજમાવવું જોઇએ.

**શીરીનબાઇ**—પ્યારી ગુલ, સાંભળ્યું કે? તારો ભાઇ બચીત એક બહુ ફતેહમંદ બારીસ્તર નિવડે. તમો બેઉ જણાની સાવકી મા થયા પછી જરૂર હું તમારા બાવાને પટાવી સમજાવી ખશરૂને બારીસ્તર કરવા ઇંગ્લાંડ મોકલાવીશ.

**ખશરૂ**—શીરીનબાઇ, આવા સખત તોરે કોઇ દિવસે પણ મારાં જીગરને આવું વિંધયું ન હશે.

**શીરીનબાઇ**—ચાલ બેહેન, એ તકરારમાં તો વખત ઘણો નિકળી જશે. ઠંડી લેહેકીનો વખત હોવાથી જરાક બાગમાં ફરીયે.

[શીરીનબાઇ તથા ગુલબાઇ જાયછે.

**ખશરૂ**—કહેછે કે ખોદાએ દુન્યાંમાં માણસોને એક સરખાં બનાવ્યાંછે પણ હું કહુંછું કે મારા જેવો કમનસીબ માણસ તો દુન્યાંમાં બીજો કોઇ પણ ન હશે. જે બાબદમાં હું પડુંછું ત્યાં નિશફલતા મારી સામે આડી આવીને ઉભી રહેછે અને નસીબ દેવી મારેથી એટલી તો દુર નાહાસેછે કે જો હું પાઘડી બાંધનાર થયો હતે તો દુન્યાંમાં સઘળાં બાળકો માથા વગરનાજ જનમતે કે જેથી કોઇબી મારી પાસે પાઘડી બંધાવા આવતેજ નહીં.

---

## **અંક બીજો**—દેખાવ બીજો.

[અસલાજીના ઘેરનું આંગણું; સુખલી અને બજો દાખલ થાયછે.

**બજો**—અરે જા જા સુખલી, તારી કાંઇ અકકલ ગઇછે? અરે બુઢો પ્યારમાં પડે તોપણ તેના ગજવામાંથી એક અરચી પણ છુટવાની નથી.

**સુખલી**—બજા, ઓરતોના નખરાંની વાત તું શું જાણે? અસલાજી શેઠ શીરીનબાઇ સુનામખી ઉપર એવા તો પ્યારમાં દેવાના થઇ ગયાછે કે હું તેવણના જીગરના અંદરના ભાગવેર શીરીનબાઇ વોશે ગીલી ગીલી લાવી તેવણના ગજવામાંથી કાઇ પણ ઓકાવીશ.

**બજો**—સુખલી, જો તું માત્ર રૂપીયા ૧૦ જ અસલાજી પાસેથી ઓકાવી શકે તો હું રૂપીયા ૧૦ ની સરત હારવાને કબુલ છું.

**સુખલી**—ઠીક છે, મારે કબુલ. ઓરતની આગલ કંજુસોબી લેહેરી થાયછે, બુઢાઓબી ગાંડા બનેછે, અને કુધારાવાળાઓબી સુધારાવાળા થઇ જાયછે.

**બજો**—વારૂ જોઇશું, લે અસલાજી શેઠજ આવેછે. હું જાઉ છુ અને તું તારો જોખમ ભર્યો અખતરો અજમાવ.

[બજો જાયછે; બીજી તરફથી અસલાજી દાખલ થાયછે.

**સુખલી**—અસલાજી શેઠ, તમારી વધાઇના સમાચાર સાંભળી મને ઘણો હરખ ઉપજયોછે. મરી જાઉ રે (ઓવરણા લેઇ) દાહાડેવારેનાં બચ્ચાં થયાં ને તેઓની સંભાળ માટે બે ચોખા પાડવાજ જોઇયે. તમારી સારવાર કરનારૂબી જોઇયે કેની, મરી જાઉ રે સુંના જેવું એ તો તમે કામ કરોચ. આજે ગુલબાઇ છે ને કાલે સાસરે ગયા પછી ઘરની સંભાળ કોણ રાખે? નારે મરૂ, એ શુભ કામ તો જલદી પાર પાડી લેવો. વળી હજી તો તમે જવાન જમાન આજ કાલના પેલા ચાપરા કાપલાવાળા પારસી સુધારાવાળા જવાનીયાઓ કરતાં તો તમે વધારે જવાન લાગોચ.

**અસલાજી**—(જવાન દેખાવાનું ડોળ ઘાલી) નહીં કાંય; તેઓ જે જાતની જીંદગી ગુજારેચ તે પ્રમાણે તો એમ બનવુંજ જોઇયે અને તો પણ સુખળી ૬૦ વરસની ભરતી તો હું પસાર કરી ગયોચ.

**સુખલી**—(ઓવરણાં લેઇ) જીભરૂ મરૂ રે એવુ શું બોલોચ! ભરતી તમારા દુશમનની થાય. ૬૦ વરસ તે કોઇ ઘણાં થયાં કે? અને વળી બુઢાપામાં સારવાર કરવા તથા હાથ પગ ચાપવા કોઇ જોઇએ જો બા.

**અસલાજી**—સુખલી, તારૂં આવું દાહપણ જોઇ હુ ઘણો ખુશ થયોછું. આજ કાલના પોરીયાઓ મશકરી કરવા નિકળેચ કે બુઢાઓ પરણેચ પણ તેઓ આ સઘલો વિચાર કયાં કરેચ? તેઓ જયારે બુઢા થશે તયારે તેઓને માલમ પડશે કે ઘડપણમાં બૈરીની કેવી જરૂર છે. વળી જયારે પરણીયે તયારે જવાન બૈરી નહીં લાવીયે તો શુ બુઢી લા-

વીયે? ઝારવાર કરવા બુઢાઓ બૈરી લાવેચ, નહીં કે બુઢી બૈરી લાવી ઉલટી નવી વેઠમાં પડવા.

**સુખલી**—હારે મરૂ હા, તમો ૧૦૦ રૂપીયાનો બોલ બોલ્યા.

**અસલાજી**—વારૂ સુખલી, તું શીરીનની માય આગળ જઇ આવી કે? તું જાણેચ તો ખરી કેની કે આજના વખતમાં પૈસા લેયા વગર તો કોઇબી પરણતું નથી. જરા અભઇજીના કાન ઉપર એ વાત નાંખી કાંય નહીં?

**સુખલી**—મરી જાઉ મેં સમજીને એ વાત અગાઉથીજ તેવણનાં કાન ઉપર નાંખીચ અને તેવણે કહ્યુંચ કે ગરીબ સંસારે દુનયાની રીત પ્રમાણે તેવણ કરશે.

**અસલાજી**—જરાક બને તો ગભરાવી જોજેની કે વાલકેશ્વરવાલો પેલો બંગલો મારા નામ ઉપર કરવામાં નહીં આવશે ત્યાં વેર હું કાંઇ શીરીન સાથે પરણનાર નથી.

**સુખલી**—(બાજુએ) ગામમાં પેસવાના સાંસાં ત્યારે પટેલને જોઇએ ઉના પાણી! (અસલાજીને) અરે મરી જાઉ એ સઘલું પછીબી કોણનુંછે? તમારૂજ છે કેની? શીરીન એક પુરી બેટી હોવાથી અભઇજી મરતી વખતે તમુને નહીં આપી જશે તો કોણુને આપી જશે? (બાજુએ) અરે પણ અભઇજીની અગાઉતો પોતેજ ટાકો ધડી કરી નાંખશે તેની ખબર નથી તો!

**અસલાજી**—વારૂ ચાલો સમજયા. પણ સુખલી, તું જાણતી તો હશે કે આજના વખતની છોકરીઓ જવાન છોકરાઓ સાથ ફરવા હરવાને વધારે પસંદ કરતી હોવાથી ઘરડે ઘડપણમાં મને નવો રકાશતો નહીં કરવો પડે કે?

**સુખલી**—અરે જીભરૂં, તમો અખઇ રહી શીરીનને ત્યારેતો બરાબર ઓળખતાજ નથી! બસ તેતો કહેછેકે અસલાજી સિવાય મને બીજા કોઇ સાથે ફરવુંજ નથી.

**અસલાજી**—(ખુશી થઇને) પણ શીરીન મારી સાથે પ્યાર કરશે કે

**સુખલી**—અરે અત્યારથીજ તે તમારાં માંગાની વાત સાંભળી ખુશાળીમાં ગરકાવ થઇ ગઇછે. (અસલાજી ખુશી થઇ જાયછે) તેની દાસીએ મને જણાવ્યું છે કે આખો દાહાડો અને સારી રાત તેણી તમારે વિશેજ વાત કરેછે. (અસલાજી બહુ ખુશી થઇ ડોલાં ખાયછે) પણ મરૂંરે મરૂં અસલાજી, મેં તમારે વાસ્તે આટલી મેહેનત કીધીછે તેના બદલામાં મારી એક ગરજ સારશો તો મારાં મુવાંબી તમને દુવા દેશે. મારા જીભરૂં બેહેસ્તીની વરસી માથે આવી લાગી અને ગામ મોકલવાનું કાંઇ મળે નહીં માટે રૂપીયા દશનો એક કટકો આપશો તો (ઓવરણાં લેઇ) મરૂંરે મરૂં બધી ઓવરાઇ જઇશ. (અસલાજી ગભરાયછે) અરે હું શું કહું, જો આજે સવારનાબી હું શીરીનબાઇને ત્યાં ગઇ તો આખો વખત તમારે વાસ્તેજ તે દુકતીએ વાત કર્યા કીધી (અસલાજી ખુશી થાયછે), તમારો ગંભીર ચેહેરો અને રૂપેરી મુછ તેણીને બહુ ગમેછે, પણ જો મરી જાઉં એટલાં મારાં બેહેસ્તીનાં હાડકાં ધુજતાં અટકાવશો તો તમુને મોટું પુન્ય લાગશે.

**અસલાજી**—(ધભરાઇ મનમાં) એતું ખાણું ખરાબ થાય એ પીડા ક્યાં વલગી! ધરણ છુટે પણ એ કદી નથી છુટનાર.

**સુખલી**—તમારાં જે જે ભાશાણો અને લખાનો ન્યુસપેપરોમાં આવેછે તે દરરોજ આખો દાહાડો વાંચ્યાજ કરેછે અને ખાવાબી ઉઠતી નથી. (અસલાજી ખુશી થાયછે) તેના મનનો હરખ એજછે કે એવા ગૃહસ્થની બાયડી કયારે થાઉં.

**અસલાજી**—મારે વાસ્તે તેં બહુ મેહેનત કરીછે માટે તારો આભાર હું કદી ભુલનાર નથી.

**સુખલી**—આટલાં મારાં મુવાના હાડ ઠેકાણે પાડશો તો મારો સઘળો ઉપકાર વળી રેહેશે.

**અસલાજી**—ચાલ, મારે વેલાતનાં મેલનાં હજીતો કાગજો લખવાનાં છે.

**સુખલી**—અસલાજી શેઠ, ખોદાને ખાતર જરા દયાળુ થાવો. મુવાંનું કર્યા વગર કાઇ ચાલે ?

**અસલાજી**—ચાલ ચાલ, મને વખત થઇ જાયછે. તુને શું છે તું તો પરવારતીછે. વારૂ શીરીનને મારી શીફારસ કરવાને ભુલતી ના.

[જાયછે.

**સુખલી**—(કટકા મોરી) મર તું પરણુતો. મુવાની ચમડી તુટે પણ દમડી નહીં તુટે. બજો ભાખરો મરત તો જીત્યો તોપણ હજી હું એને મુકનાર નથી. (ગાયછે; જુવો વધારો; ગાયણુ પાંચમું.)

[પડદો પડેછે.

---

## અંક બીજો—દેખાવ તરીજો.

[અસલાજીના ઘરનો ઓરડો; અસલાજી, ખશરૂ, ગુલબાઇ અને કેકોબાદ વાત કરતાં માલમ પડેછે.

**અસલાજી**—મારા પ્યારા છોકરાઓ, તમે આ મારા માનીતા કેકોબાદની સલાહ પ્રમાણે ચાલો તો કેવા સુખી થાઓ? હું વારંવાર ઇચ્છુંછું કે કેકોબાદ મારો છોકરો હતે!

**ગુલબાઇ**—તેમ કરવાનું તમારા હાથમાંછે. લેવોની, આજેજ તેમ થઇ શકે.

**અસલાજી**—વારૂં જોવો, આજ રાતના મેં આપણા પડોશી ઉકર કાનફાટયાને જમવા બોલાવ્યાછે ને ખાધામાં ખવાય એવા વિચારથી શીરીન અને તેની માય અબઇજીને પણ આજેજ આપણે ખાવા બોલાવીયે. પણ શીરીનને અપમાન નહીં થાય એવી આશા હું ખશરૂ પાસેથી રાખુંછું, અને તેમજ ઇચ્છું છું કે કાનજીભાઇ કાનફાટયાને ગુલ તું પુરતું માન આપશે. અને કેકોબાદ તું સંભાળ રાખજે કે ખાણાંને બહાંને નોકરો લુટફાટ ચલાવે નહીં. એ પારસી નોકરોનો તુને અનુભવ ન હશે. હું તો એ લોકોનો જુલમ ખમતો ખમતો આજે બુઢો થઇ ગયો છું. પપેતીપર કપડાં, દીવાળીપર કપડાં, લગન વિવાહએ કપડાં, દર સારે રૂડે અવસરે તેઓના કપાળમા દાહમ દેવા ચાટલો અને ઉપર ટપેતું મારે તે તો જુદું. માટે કેકોબાદ, ખુબ ધયાંનથી તેઓની તકેદારી રાખજે. કાવલા? ઓ કાવલા? અરે ઓ કાવલા? [કાવલો કોચમેનના પોશાકમાં મોટા ચાબકા સાથ દાખલ થાયછે.

**કાવલો**—કેમ શેઠ, કાંઇ ફરમાસ? તમુને કોણનું કામછે? તમારા કોચમેનનું કે બબરચીનું? કારણકે સાહેબ, તમો જેવા મુરબ્બીના હાથ તળે હું બેઉ ઓહ્દા ભોગવુંછું!

**અસલાજી**—મને બબરચીની જરૂરછે.

**કાવલો**—મેં પણ એજ ધાર્યુંતું કારણકે કાબુલની લડાઇ પછી લીલાંઉમાંથી જે ખચ્ચર જેવો ઘોડો તમે લીધો હતો તે તો બીચારો ભુખે અધમુવો થઇ કયારનો મરી ગયોછે અને બીજો ઘોડો તમે લીધોછે તે તો એવું ફરમાસુ જનાવરછે કે ૨॥ કલાકે કોટમાંથી વાલકેશવર જઇ શકેછે અને તેબી વલી (ચાબકો ફોડી) આગે ચામડીમાં ફાટ પાડી લોહી કાહડે ત્યારે! એવા ફરમાસુ જનાવરને પેલી 'સીસોટી" હવે જયારે આપરાં ખરખરયાંમા જોડવા મના કરેછે ત્યારે તમુને કોચમેનનું તો કામ નહીંજ હોય (કોચમેનનો પોશાક કહાડી નાખી બબરચીના પોશાકમાં), માટે લેવો સાહેબ, કાવસજી કોચમેનપરથી તમારો નોકર કાવસો બબરચી થઈ ગયો! શું હોકમછે, સાહેબ?

**અસલાજી**—જોની કાવલા, આજે રાતના હું એક ખાણું આપવા માગુંછું.

**કાવલો**—શેઠ શું બોલ્યા એક ખાણું! બેહેસ્તન મોટા બાઇને મરી ગયાને દશ વરસ થયાંછે અને ત્યારથી તે આજ સુધી આ ઘેરમાં મેં ખાણું બોલ સાંભળ્યોજ નથી. અને તેટલાં માટે ખાણું બનાવવાનું હું ભુલી ગયો છું!

**અસલાજી**—ચાલ હવે તારા એવા પટપટારા મુકી દે અને એક ઘણું ફરમાશુ ખાણું અતી ટુક રકમમાં બનાવજે.

**કાવલો**—જર ને ચાહે સો કર, તેમ પૈસા ખરચો તો ઉંચું ફરમાશુ ખાણુંબી થશે.

**અસલાજી**—હંમેશ પૈસા. બસ પૈસા, પૈસા અને પૈસા સિવાય તમે લોકો બીજી કાંઇ વાતજ નહીં કરો કે? મારા છોકરાં, મારા સગાવહાલાં અને મારા સઘલા નોકરો પૈસા સિવાય બીજો બોલ કદી વાપરતાજ નથી કારપોરેશનમાંબી જાઉંછું તો ત્યાંબી મોટા મોટા ખરચો માટે પૈસાનીજ

માગણી! હું અને મારા મીત્ર નવરોજજી ફરદુનજી એબલા તે કયાંવેર વિરૂધ થયા કરીયે?

કેકોબાદ—બોલોના સાહેબ, પારકે પૈસે નહીં કોણને દુલ્લા થવા ગમે. તમારો કાંની જાતે સંગ્રેલા પૈસા ખરચવા પડતા હોય ત્યારે તેઓ-ને માલમ પડે. કાવલા, તું શાહ બબરચીમાં ખપવા માંગેછે પણ શાહ-બબરચી તો ત્યારેજ ગણાય કે થોડા પૈસામાં તું મોટું ખાણું કરી શકે.

અસલાજી—(ખુશી થઇ) લાખ રૂપીયાનો બોલ બોલ્યો, કેકોબાદ! અરે મુવા એ આજના બબરચીઓ! ખાંડી મુંડીનું બીગાડે તેજ તો! મારા લગ્નપર મારા બેહેસ્તી બાવાએ ચાલીસ માણસની વરદી આપી દોહડસો માણસો જમાડયાં હતાં.

કાવલો—વારૂ સાહેબ, કેટલા જણા ટેબલપર બેસશે.

અસલાજી—દશ જણા, પણ તું સાત જણાનુંજ રાંધજે, કારણકે જે ખોરાક સાતને પુરતો માલમ પડે તે દશને નહીં કાંય ચાલે? વળી ભુખ્યા રેહેશે તો ટેબલપરથી કોઇ વધારે માંગવાનું તો નથી; જા. જા, ઘેલા આ ખરાબ રૂતુમાં ઘણું ખવાડીયે નહીં! અરધી ભુખે ઘેર મોકલયે જેથી સવારના પાધરા ઉઠે, નહીં તો તુંને ને મને બેઉને સવારના બાદી થવાથી ધોઇ નાખે.

કાવલો—(ગણતરી કરી) સાહેબ ત્રણ દજન મરઘી, અરધો દજન બટક, ત્રણ હાંસ, ત્રણ તરકી, ચાલીસ રતલ ગોશ, છઢી મણ દુધ—

અસલાજી—(હોઠ ઉપર હાથ મેલી) અરે તારૂ ખાણું ખરાબ થાયરે, શું બાટલીવાળાને ત્યાંના લગ્ન રાંધવા માંગેછે કે?

કાવલો—અરે પણ સાહેબ વેહેવાઇને ઘેરનાઓને ખાવા બોલાવોછો તે ટેબલતો ભરચકર કરવા દેશો કેની? હજી તો કયાં પુરૂં થયુંછે? પેશતરો ને ફ્રુત ને માછલો ને તરકારી ને મસાલો ઇત્યાદી મળી સાહેબ ખાસસા રૂપીયા બસોના ખરચની આશા રાખો.

અસલાજી—(ચીરડાઇને, ઠોકછે, ઠીકછે જા તું મુવો ખાણાનો કરતો. કેકોબાદ, તું એક સમજુ જવાનછે અને તેટલા માટે લે આ રૂપયા પાંચ અને તુને જે ઘટતું લાગે તે એને બજારમાંથી અપાવી બાકીના પૈસા મને પાછા

આપજે. યાદ રાખજે ભાઇ કે આ દીવાળીયો જેમ ખોટા ખરચ કરાવે તેમ કરતો ના. આજના વખતમાં પૈસા સંગરવા બહુ મુશકેલ કામછે અને તેમાં વલી એમ પાંચ રૂપીયા ધમ દેઇને ઉડાવી નાંખીયે તો બુઢાપો કેમ ગુજારશું ?

**કાવલો**—ત્યારેતો સાહેબ ભદ્રાચારખાનામાંથીજ કાંય નહીં ભોણાં મંગાવતા ?

[કેકોબાદ અને કાવલો જાયછે; અભઇજી અને
શીરીનબાઇ દાખલ થાયછે.

**અસલાજી**—આવો આવો અભઇજી, તમારા પગલાં અમારા ગરીબના ઘરમાં કયાં. કેમ શીરીનબાઇ, ઝારી પેઠે તો ખરાં?

**શીરીનબાઇ**—હાજી, છીયે તો સારાં પણ આજના પેપરમાં પેલા ખુનનો હેવાલ વાંચી મને તો હજી કમકમાટ છુટેછે. મરેરે એ હીંદુ રેવાજ બળે ! પેલા બેહેરામજી મલબારી કેહેચ તે કાંઈ ખોટું કેહેચ ! જવાન છોડીઓને બુઢાઓ સાથે પરણાવામાં આવેછે ત્યારે એવાં અઘોર અનીતિવાન કર્મો થાયછે કેની ? અને ત્યારેજ બુઢાઓ પોતાની છોકરી સમાન બાયડીઓ તરફ શકની નજરથી જોઇ તેઓનું ખુન કરેછે કેની ?

**અસલાજી**—(ગભરાઇ) તેતો ખરૂં પણ પારસીઓ અને હીંદુઓમાં મોટો ફરકછે, અને વળી આજના સુધરેલા વખત પ્રમાણે તો જવાન જાંગલા ભરથાર કરતાં તો બુઢા ભરથારો પરવડે. જવાનીયાઓ તો આજે બૈરી લાવી બીજી સરસ રૂપાળી માલમ પડીતો પેહેલીને તજી દેવાનો વિચાર કરેછે પણ બુઢાઓ તો કપાળે કાન ચોહોટયા એવા વિચારથી મુંગા મુંગા એકનેજ વળગી રહેછે. અભઇજીને કહુજે તેવાજ વિચારવી મારી ગુલાનું એક અઘોર ઉમરના બે પૈસે સુખી જવાન સાથ કરવા માગુછું પણ હજી એ હુલડ છોકરી સમજતી નથી !

**અભઇજી**—નહીંરે મરૂં ઉમરે આવીને સૌ સમજશે. દીકરી ગુલાં, ખાઇયે મનગમતું; પેહેરીયે જગ ગમતું; અને પરણીયે માબાપ ગમતું.

**અસલાજી**—લાખ રૂપીયાનો બોલ બોલ્યાં. શું કરૂં અભઇજી, નાદાન વાજુ પડયું માટે બેઉના જલદીથી માથાં ધોઇ નાંખવા તો હું બહુ ઇંતેજારછું પણ પછી મારા ઘરનોબી સંભાળ રાખનારૂં કોઈ જોઇયે કેની ? તેથી મારો જીવ રાતને દિવસ વિચારમાં પડેછે.

**અભઇજી**—હા, બાવા, ઘરના ધણીંને એવીજ ધારતી હંમેશ હોયજતો. પણ બાવા બેહેસ્તનને હવે દશ વરસ થઇ ગયાં અને જગના રાહ પ્રમાણે તમોએબી વિચાર કરવોજ જોઇયે તો.

**ખશરૂ**—લેવોની અભઇજી, હું સઘળો ભરમ ખોલી દેઉં. મારા બાવા તમારી શીરીન ઉપર મોહિત પડયાછે અને તેણી કેડે પરણવા માંગેછે.

**શીરીન**—(બાજુએ) હું તો હશવાનુંજ માનતી હતી, પણ બુઢો તો કેથો ખચીત્ત ચરી ગયોછે!

**અભઇજી**—તો ઓવાય ખશરૂ, એવણુનો પાછો પરણુવાનો વખતજછે. જો સઘળા માબાપ પાછા પરણતી વખતે પોતાનાં ફરજંદોની રજા લેઇ પરણે તો બીજવારનાં લગ્નો પારસીઓમાં બહુ થોડાં થાય.

**ખશરૂ**—વારૂં અભઇજી, જયારે મારા પીતાજીને તમારા જમાઇ કરવાની તમારી પુર મરજીછે ત્યારેતો મારો કાંઇ ચારો નથી પણ મારા પીતા જેવા એક ગ્રહસ્થને પોતાના ખાવીંદ તરીકે મેળવવાને માટે હું તમારી શીરીનબાઇને મુબારકબાદી આપુંછું.

**અભઇજી**—આજના જવાન ઉછાછલા છોકરાઓ સાથ છોકરીઓને પરણાવી સંકટના સાગરમાં સદાની હોમાવ્યા કરતાં આવા (અસલાજીને બતાવી) દુન્યાના ઘડાયલા ગ્રહસ્થો સાથ પરણાવેલી સારી કે સુખે બે રોટલી ખાય અને ખોદા ના કરે ને કજારજા બાદ પણ કટકો રોટલી ખાવાની આશા રહે.

**અસલાજી**—લાખ રૂપીયાનો બોલ બોલ્યાં. પણ સઘલા માબાપો કયાં એવા તમારા ને મારા જેવાં સમજુ હોયછે!

**ખશરૂ**—પણ શીરીનબાઇ મારા પીતાની આંગળી ઉપર જે ચકચકીત હીરાની વીટી છે તેવી તમોએ કોઇ દહાડો જોઇછે કે?

**શીરીન**—તે લાગેછે તો ઘણી સરસ.

**ખશરૂ**—તમે જ્યાં સુધી તેની નજદીક હોતો નહીં ત્યાંસુધી તેની ખરી ખુબી પીછાણી શકો નહીં. પીતાજી, જરા મને તમારી વીટી મારા નવા માતાજીને બતાવાની પરવાનગી આપો (અસલાજીની આંગળીએથી વીટી કાહડી શીરીનબાઇને આપેછે.) બીલીયાનની ખરી ખુબી તો આંગળીએ પેહેરીયે ત્યારેજ માલમ પડેછે.

**અભઈજી અને શીરીન**—ખચીત આ એક સુંદર નંગ છે.

**ખશરૂ**—(શીરીન તે વીટી પાછી આપવા જાયછે તેને અટકાવીને) નહીં માતાજી, તે તમારા હાથનેજ વધારે શોભેછે. મારા પીતાજી તે તમુને સોગાદ તરીકે આપેછે અને હું આશા રાખુછું કે તમો તે બાહાલ રાખશો.

**અસલાજી**—સોગાદ ! હું !

**ખશરૂ**—શું પીતાજી તમારી મરજી નથી કે મારા નવા માતાજી તમારી આ નિરજીવ યાદગારી પોતાની આંગળીયે રાખે ?

**અસલાજી**—(ખશરૂને બાજુએ) અરે તારૂ ખાણું ખરાબ થાયરે. મારી બહુ કીમતી વીટી છે.

**ખશરૂ**—મારા પીતાજી મને હળવેથી તમુને કાલાવાલા કરવા કહેછે કે આ વીટી તમુને કબુલ કરવી જોઇયે.

**શીરીન**—નહીં માફ કરો, મેહેરબાની થઇ.

**ખશરૂ**—મારા બાવાજી એવાતો બોહોશીલા છે કે તે કદીબી તમુને આપ્યા વગર રેહેવાના નથી.

**અસલાજી**—(ખશરૂને બાજુએ) અરે તારૂ સત્યાનાશ જાય રેહેવા દેઇ મરની.

**શીરીન**—શું કામ ખશરૂ તુ મને નાહેકની બોહોંશ કરેછે હું નથી એ કબુલ કરનારી.

**ખશરૂ**—તમે ના કહોછો તેથી મારા બાવા ઘણા દલગીર થાયછે, ખચીત્ત તેવણ ઉપર એ ઘાતકીપણું છે; અરે શીરીનબાઇ એવીતો સેંકડો ભેટો મારાં પીતાજી દુલ્લા જીવે વારંવાર તમુને આપતા રેહેશે ; માતાજી, મારા બાવાને હવે વધુ તમે નિરાશ ના કરો.

**અભઈજી**—બેટી, જયારે આટલી બોહોંશ થાયછે ત્યારેતો તુંને તે કબુલ કરવીજ જોઇયે.

**ખશરૂ**—જોવો અભઇજી, તમારી બેટી મારા બાવાની આ દીલોજાનની ભેટ કબુલ કરતી નથી તેથી તેવણ કેવા ફીકફીક્ચ થઇ ગયાછે !

એમાં બાવાજી મારો કાંઇ વાંક નથી; મારેથી તો જેટલું બન્યું તેટલું મેં શીરીનબાઇને સમજાવ્યું પણ તમારી મોહોરદારજ હઠીલી છેની! મારા પીતાને ખુશી કરવા શીરીનબાઇ એ કબુલ કરો.

**અસલાજી**—(ખશરૂને બાજુએ) અરે તારૂ અતીયાપાત થાયરે મારા આ ભવના દુશમન! અરે ૩૫૦૦ની વીટીછે ને તું શું મારૂ નખોદ વાલેચ! રાંડ દુકતી પચાવી પડશે તો હું હાથ ચોલતો રહી જઈશ.

**ખશરૂ**—(શીરીનને) મારા પીતા કહેછે કે હું જયાંસુધી તમુને આ વીટી આપી દેવાને ફતેહમંદ થાઊ નહીં ત્યાંસુધી તેવણ મારી સાથે રૂસાશે. હું છેલ્લીવાર તમુને કાલાવાલા કરી કહુછું કે એ કબુલ કરો.

**અસલાજી**—(બાજુએ) કહેજે બેટા જનજો! પણ આવા બેટા તો ગલે લગાડીને ગરદન મારેચ.

**અભઈજી**—બેટી તું મને ઘણું નરમ લગાડેચ; અસલાજી જયારે આટલા બધા કાલાવાલા કરાવેછે ત્યારે તો તુને આ ભેટ કબુલ કરી તારી આંગલીએ પેહેરવીજ જોઇયે.

**શીરીન**—માતાજી જયારે તમે હોકમ કરોછો ત્યારેતો મારે આ ભેટ કબુલ કરવીજ જોઇયે. લાવ ખશરૂ, હું અસલાજીનો સખુન માથે ચહડાવા માગુછું. (ખશરૂના હાથમાંથી વીટી લેઇ પોતાની આંગળીએ પેહેરેછે.)

**ખશરૂ**—હવે મારા પીતાજીને રાતના નિરાંતે ઉંઘ આવશે ખરી! અને હવે એવણ હલકાં દીલથી બે બુક વધારે ખાશે!

**અસલાજી**—(બાજુએ) તારૂં સત્યાનાશ જાય છોકરા, તેં મારૂં નખોદ વાલ્યું; આજે આએ પીડાઓને નહીંજ બોલાવી હતે તો આવો સીતમ મારી ઉપર નહીં ગુજરતે.

[કાવલો દાખલ થાયછે.

**કાવલો**—અસલાજી શેઠ, કોઇ શખસ તમારી સાથે વાત કરવા માંગેછે.

**અસલાજી**—તેને કહે કે હાલ હું કામમાંછું. બીજી વખત આવે; ગમે તો કામ હોયતો તુને કેહી જાય.

**કાવસો**—સાહેબ, તેવણ પોતા સાથે નાણું લાવેલાછે તેબી હુંજ રાખું કે?

**અસલાજી**—નહીં, નહીં, ત્યારે તો કહે કે એક મીનીટમાં હું આઉંચ. બાનુઓ, માફ કરજો થોડા વખતમાં હું તમુને પાછો આવી મળુચ.

**ખશરૂ**—અને બાઇઓ, બીજા ઓરડામાં ચાલો, ચાહ સાથ થોડુંક મોહણું સમારવાનું તમારે માટે કરાવ્યુંચ તે ચાખી જરા તાજાં થાવો.

**અસલાજી**—(જતાં જતાં બાજુએ) જેને લખલુટપણે પોતાની દોલત ઉડાવવી હોય તેને ત્યાં આવા બેટા પરવડે, નહીં કે મારા જેવા ગરીબના ઘરમાં. [જાયછે.

**શીરીન**—મારૂં તો પેટ ભરાયલુંછે માટે વધુ ખાવાની રૂચી નથી.

**અભઇજી**—ચાલો જરા એક કપ ચાહેતો લેઇયે.

[શીરીન અને ખશરૂ સિવાય સઘલાં જાયછે.

**શીરીન**—ગુલાં. શું આ તારી બેહેસ્તન માતાની સખી કે? જાણે નકરી બીજી તુંજ. જન્મ આપનારને બાળપણમાં ખોહવી એ એક મોટી આફતછે તે હું બરાબર ધારી શકુછું, ગુલાં (ખશરૂને એખલો જોઇ અચરત થઇ) અરે પણ મારાં માતાજી અને તમારાં બેહેન કયાં ગયાં?

**ખશરૂ**—શીરીન, તેઓએ ધાર્યું કે અપણ બે જણાને સાથે કામ હશે માટે આપણુને એખલાં મુકી ચાહે પીવા ગયાંછે.

**શીરીન**—અને વળી આપણુને પણ કાંઇ ખાનગી કામ ન હોવાથી તેઓની પુઠે જઇયે.

**ખશરૂ**—જો તું મારી ઉપર દયાલું થાયતો મારા પીતાના ઘેલાપાંણાં છતાં પણ આપણ બેઉનું સુખ સલામત રહે; હજીબી મારાં રીબતાં જીગરની દયા કર.

**શીરીન**—આપણ બેઉનું સુખ! સાવકી માતા અને સાવકા બેટાના વિચારો તો હમેંશ એકએકથી વિરૂધ હોય ત્યારે આપણે બેઉ જણાં સુખીજ કેમ થઇયે?

**ખશરૂ**—પ્યારી શીરીન, મારા પીતાને બનાવાના તારા ઢોંગ હવે મુકી દે ને મને કબુલાત આપ કે તું મોડે વેહેલે મારીજ થશે. મારા પી-

તામાં એવી કોઇબી ખુબી નથી કે જેથી તું જોતાને વાર તેવણ ઉપર પ્યારમાં દેવાની બની જાય.

**શીરીન**—ખશરૂ, તું ભુલ કરેછે; પૈસા અને પૈસાજ સઘળી ચીજોમાંથી સૌથી વધુ ખુબસુરતછે; એક ઘડીમાં પૈસા જેટલું બોલી શકે તેટલું ઘણાજ ખુબીવંતા ખુબસુરત આશકો પણ વરસોના વરસો સુધી બોલી શકતા નથી. કદાચ તું કેહેશે કે તારા પીતા જવાન નથી, તો હું જવાબ આપીશ કે તેવણ દોલતમંદછે. તેવણ ખુબસુરત નથી, બાહાદુર નથી, નરમાશવાલા નથી, હસમુખા નથી, સારા સ્વભાવના નથી, પણ તેવણ પૈસા, પૈસા, પૈસા અને પૈસાવાલા છે; તે એકજ બોલમાં તું તેવણની જેબી વિરૂધ કહેછે તે સઘલું ઢંકાઇ જાયછે; અને અગરજો તું એક માણસની એક આખા કલાકવેર બેહદ સ્તુતી કરી સેવટે જણાવે કે "પણ તે ગરીબછે" તો તારી કીધેલી સઘલી સ્તુતી પાણીમાં જાયછે; કારણ કે આ તો દુનયામાં મુકરર થયલુંજછે કે જે દોલતમંદ હોયછે તેનામાં કાંઇ ખામી નથી અને જે ગરીબ હોયછે તેનામાં કાંઇ ખુબી નથી. દુનીયાનો એવોજ રંગછે.

**ખશરૂ**—શીરીન, હું જાણુંછું કે તારા જીગરના આ વિચારો નથી.

[ગુલબાઈ દાખલ થાયછે.

**ગુલબાઈ**—શીરીન તારાં માતાજીને હું કેકોબાદ સાથે મોટા હોલની સબીઓ દેખડાવા મેલી આવીછું. કેમ તેં ખશરૂને કહ્યું કે ?

**શીરીન**—શું કહે ?

**ગુલબાઇ**—શું, વળી જે આજે તેં મને બપોરનાં કહ્યું તે ! અને તે એ કે તું ખશરૂને તારાં જીગરથી ચાહેછે.

**શીરીન**—(અચરતીનુ ડોલ ઘાલી) મેં તુંને એમ કહ્યું કે હું ખશરૂને ચાહુંછું ! અરે એ તો તદન હરરતુ જુઠું !

**ખશરૂ**—શીરીન, જો તેં એમ ગુલાંને કહ્યું હોય તો હું ખરોજ સુખીછું; એક વખત મારાં મોહોડાં પર એમ બોલ એટલે મારાં સુખનો પારજ રેહેશે નહીં.

**ગુલબાઈ**—કાંય શીરીન, તું શાને માટે મારા ભાઇ ઉપર એટલી ઘાતકી થાયછે ? તારા મનનું એને જણાવી દેઇ તમો બેઉ જણાએ મનમાં ને મનમાં બલ્યા કરતાં એકેદમ સુખી થઇ જવું જોઇયે.

**શીરીન**—જ્યારે ખશરૂને હું ચાહતીજ નથી ત્યારે એમ જુઠું શું કામ બોલું?

**ગુલબાઇ**—ઓરતો ખોટી શરમને માટે પોતાના દેવાના બનતા આશકો આગલ પોતાનું દીલ ખોલીને કહ્યાને બદલે તેઓને ઉલટા તવલાવે તે મુર્ખાઇ ભરી ચાલને હું ધિક્કારૂછું.

**શીરીન**—ગુલબાઇ, મારે તમુને જણાવવું જોઇયે કે ઘેર અહીં મને એવું અપમાન થશે એવી મેં કદી આશા રાખીતીજ નહીં. મારી છુપી વાત એમ ખુલ્લી પાડી મારી આબરૂને ધોકકો લગાડવા માટે તમોએ તમારા ભાઇ સાથે કાવતરૂં કર્યુંછે એવું મને લાગેછે કે જેથી મારાં તમારા પીતા સાથે થતાં મારાં લગ્ન અટકે.

**ગુલબાઇ**—તમારી આબરૂને ધોકકો લગાડવા અમે કાવતરૂં કરીયે! કદીબી નહીં. મારો ભાઇ દરેક રીતે તમારી સાથે પરણવાને લાયક છે; અને મને જણાવા દેવો કે જેમ તમોએ તમારા બીજા કેટલાક આશકોને પેહેલાં ખોટી આશા આપી પછી ખરતા કરી દુન્યામાં તેઓની હશી કરાવીછે તેવી હશી મારા ભાઇની કદીબી થવા દેઇશ નહીં.

**ખશરૂ**—(કરગરીને) પ્યારી બેહેન, તમારી એવી ખટપટમાં મારૂ કામ હમેશનું બીગડી જશે તેનો તમોએ વિચાર કરવો જોઇયે.

**ગુલબાઇ**—(ચીરડાઇને) જા જા, મારા ભોળા ભાઇ! આજની પારસી છોકરીઓની વાત તને ખબર નથી. તેની મગરૂરીને ખાતર તુને થોડોવાર મુરખ બનાવી શેહેરમાં આખરે તારી હશી કરાવશે કે અસલાજી જેવા ગબ્બર માણસના છોકરાને પણ શીરીનબાઇ સુનામખીએ નાપસંદ કરીયો કે જેથી બીજાં વધુ મોટાં માગાં તેણીને માટે આવે. આવી રીતે તું જેણીની ઉપર પ્યારમાં પડયોછે તેણીએ ઘણીવાર કરીયુંછે.

**શીરીન**—બાઇ, તમારો હું ઉપકાર માનુંછું, કારણકે એક ઓરતની મીત્રાચારી ઉપર હવેથી કેટલો ભરોશો રાખવો તેનો તમોએ મને એક સારો ધડો શિખવ્યોછે. હવે પછીથી જો હું ઓરતોથી ઠગાઉં તો તેમાં મારો પોતાનોજ વાંક.

**ગુલબાઇ**—તમારી મીત્રાચારીની હવે હું દરકારજ કરતી નથી. દુ-

ન્યામાં એવા ઢોંગ લાંબો વખતવેર ટકનાર નથી. જે પોતાના આશકને એવી ખોટી રીતે ટવળાવે તેને માટે હું કદીબી માન ધરાવતી નથી.

[અભઇજી અને કેકોબાદ દાખલ થાયછે.

**અભઇજી**—હાલ ગોઠવવાનો તમારો સારો "તેસ્ટ" જોઇ હું ખુશી થઇ ગઇછું.

**શીરીન**—(બહુ ચીરડાઇ) આવું અપમાન હું વધારે શાંખી શકનાર નથી. દોસ્તીનો શાહ્યા ઘાલી જે ઘાતકી વર્તણુક તેં ચલાવીછે તે તારો નિચ ખવાશ જાહેર કરેછે.

**અભઇજી**—(ગભરાઇને) કેમ બેટી વળી એ શું છે?

**ગુલબાઇ**—(શીરીનને) આપણી વચ્ચેની તકરાર છુપી રાખશો તો સઘળાને સારૂં છે માટે હવે એ વાત ખાઇ જાઓ.

**શીરીન**—કાંય છુપી રાખે? નહીં એમ બનશે નહીં. તેં જે મને અપમાન કર્યુંછે તે હું આખી જગતને આશકારા કરીશ. તારી ઉપર કીનો લેવાનું મારા હાથમાં છે અને તે વખતે હું તને બતાવી આપીશ કે—

**ખશરૂ**—(દલગીર થઇ) જોયું બેહેન, મારૂ કહેલું ખોટું પડયું? મેં નહીં કહ્યુંતું કે તું મારો ઉલટો ઘાણ કહાડેછે? જો તેમજ બન્યું.

**ગુલબાઈ**—ભાઇ હિંમત પકડ; હજી સઘળું સારૂજ થશે. પ્યારના તોફાની માહાસાગરમાં આશકે પોતાની હોડી આશાનીથી પેલે પાર લેઈ જવાની કદીબી આશા રાખવી નહીં. વચમાં ઘણાં તોફાનો અને ઘણા ખડકો નડેછે પણ એક ધીરજવંત હલ્લેસાં મારનાર પોતાની ધીરજના બળે તેમાંથી ફતેહ સાથ પેલે પાર પુગી પોતાની ધારેલી મુરાદમાં પાર પડેછે.

[અસલાજી દાખલ થાયછે.

**અસલાજી**—માફ કરજો; મારાથી બને તેટલી ઝડપે મારૂ કામ પુરૂ કરી મારા પરોણાઓની મદારત કરવા દોડી આવ્યોછું.

**અભઈજી**—કેવા પરોણા! જીભરૂ અસલાજી, જ્યારે તમારે ઘેર અમે આવવા નિકળ્યાં ત્યારે અમે એવી આશા નહીં રાખી હતી કે તમારાં છોકરાં અમુને અપમાન કરશે.

**અસલાજી**—અરે બાઇ બાઇ ! કોણે તમુને અપમાન કર્યું ?

**અભઇજી**—તમારાં છોકરાંઓએ મારી નિરદોશ બેટીને એવું તો અપમાન કર્યું છે કે તેણીની આંખોમાં દડદડ આંસુ આવી ગયાંછે. એવું અપમાન તો અમુને અમારા જનમારામાં કદીબી થયું ન હશે. મારી છોકરી કાંઇ રીંજાડા પીંજારાની છોકરી નથી.

**અસલાજી**—(ચીરડાઇ) જાઓ દુષ્ટ નાપાક છોકરાંઓ ! તમારૂ અહીંયાથી કાળું કરો, તમારૂ શરમ ભર્યું મોહોડું મને કદીબી બતાવતાં નાં.

**બશારૂ**—અરે પણ સાહેબ હું—હું—

**અસલાજી**—મને તમારો કોઇનોબી એક બોલ વધારે સાંભળવો નથી. તમારાં જેવાં ફરજંદો દુશમનને ત્યાંબી અવતરે નહીં એવી તમારા બાપની તમારી ઉપર કદુવા છે.

**ગુલબાઇ**—ચાલ ભાઇ; હું તુંને દીલાસો આપીશ.

**બશારૂ**—તેનો તો તેં હમેશનો નાશ કીધોછે.

[બશારૂ અને ગુલબાઇ જાયછે.

**અસલાજી**—મારાં આ નાપાક છોકરાંઓએ જે અપમાન તમોને કર્યું છે તેનો કેમ બદલો વાળવો તે મને સમજાજ પડતી નથી. શું આ સુધરેલો જમાનો આવ્યોછે ? આજના છોકરાઓનો તો શું એવોજ જુલમ છે કે તેઓના જુવાન જમાન બાવાઓ પાછા પરણેજ નહીં ? અરે અભઇજી ! અસલી સારા દાહડા તો તમુને હજી યાદ હશે. મારા બેહેસ્તી બાવાએ ૬ બૈરી કરી હતી અને હું તો જરાબી નહીં છેડાયો હતો ! શું પરણવાનું જુવાનોને માટે છે અને અમે તો મોહોરદાર વગર ઝુર્યા કરીયે ? આહા ! એબી ઠીક સુધારો !

**અભઇજી**—અરે અખઇ રહ્યા બોલો નાંરે, આજના વખતના છોકરાઓ માબાપને પોતાના છોકરા તરીકે ગણેછે અને જો કાંઇ વધુ થાયછે તો બસ કુવામાં નખાવી દેવા માંગેછે !

**અસલાજી**—બોલોના અભઇજી આપણી જુની આંખે નવાં નવાં કોટકો જોવાં પડેછે. ચાલો વારૂ શીરીનબાઇ સાથે હુંબી જલદીથી ચાર

ચોખા પાડી લેઉં અને પછી જો આ નાપાકોમાંનું એકબી મારી મોહો-રદારને અપમાન કરવાની હીંમત કરે તો તેને એકદમ મારા ઘરમાંથી કાહાડી મેલું.

**અભઇજી**—શીરીન તું શું કહેછે? આજના "ચરર મરર ચાનજી અને ગજવામાંતો રામજી" જેવા છોકરાઓ સાથ પરણ્યા કરતાં અસલાજી જેવા બાહોશ, દોલતમંદ અને શયાણા ખાવીંદને વધુ પસંદ કરવા જોઇયે અને એવા ખાવીંદથીજ સુખે કટકો રોટલી ખવાયછે.

**શીરીન**—માતાજી, જેમ તમે કેહેવો તેમ તમારા હોકમને તાબે થવાને હું તૈયારછું.

**અભઇજી**—મરી જાઉં અસલાજી, મારી બેટી તમારી મોહોરદાર થવાને કબુલ થાયછે અને આપણે સારો જેવો દાહાડો જોઇ શુભ મુહુર્ત કરીશું.

**અસલાજી**—તમારા આ બોલોએ મને ઘણો ખુશી કર્યોછે અને તે ખુશાલીમાં જાણે હું ૫ વર્ષ નાનો થઇ ગયલો માલમ પડુંછું. ચાલો આપણે આ બનાવની ખુશાલીમાં થોડાક વાઇન લેઇ તમારી અને તમારી શીરીનની સલામતી લેઇયે. (બાજુએ) રબે આટલી પુરી કરી નાખે!

[અસલાજી. અભઇજી અને શીરીન જાયછે.

**કેકોબાદ**—આજથી આ ઘરની ખાણાં ખરાબી શરૂ થઇ. બુઢો પાછો પરણતો નથી પણ એક જવાન છોડીની ખુબસુરતી અને નખરાં જોઇ થોડા વખતનો દેવાનો થયોછે; આવા કંજુસને પણ આ નાદાન છોકરી કદાચ પોતાનાં નખરાંથી નચાવી દલ્લો કરી નાંખશે; કારણકે ઓરતની મોહીની આગલ કોણ ટકયુંછે? વડાઓ કહી ગયાછે તે કાંઇ ખોટી વાતછે કે બુધા થયા એટલે ઘેલા થયા બરાબર! (ગાયછે; જુવો વધારો; ગાયણ ૬ઠું.)

ગરીબ બીચારો બશરૂ આ વાત જાણી કેવો ગમગીન થશે? પ્યાર તેને મનશે કાંટા છે અને મારે મનશે ગોલાબ છે. પણ દુન્યામાં કીયા ન ધારેલા બનાવો નથી બનતા? કદાચ બશરૂજ આ નાદાન છોકરી સાથે પરણે અને બુઢાજી હાથ ચોળતા રહી જાય! તે જોવાનું રહ્યુંછે.

[પરદો પડેછે.

## **અંક બીજો**—દેખાવ ચોથો.

[અમુલાજીનું ઘર; ખશરૂ અને બજો એમથી તેમ ફરેછે.

**ખશરૂ**—આખરે એક ઓરતેજ મને ફસાવ્યો. જાણીતા ઈંગ્રેજ કવીએ ઓરતને બેવફા ચીતારીછે તે શું ખોટું છે? પણ દુન્યાંમાં સૌથી ખરાબ જાતની ઓરતો પારસી કારજ કરનારીઓછે. ખોદા તેઓથી પનાહ રાખે! જે સેંકડો પારસી જોડાં પુર ઉમેદમાં પોતાની સદાની જીંદગીનો ગાંઠ એવી ઓરતોના આધારે બાંધેછે તેઓમાંના કેટલાં બધાં જોડાં સદાનાં ગમના ગારમાં ગરક થઇ જાયછે? પારસી સુધારાવાળાઓ આટલીઆટલી લાંબી પતરાજીઓ કરેછે પણ શું આ બાબદનો કાંઇ ચોકસ નિવેડો નહીં લાવે? એનું ખાણું ખરાબ થાય પેલી સુખલી એક ગમથી શીરીન સાથે મારૂં નક્કી કરાવી આપવાની મને મોટી મોટી આશાઓ આપી નિચવેછે અને બીજી ગમથી મારા અકકલથી ગયલા બાવાને તેણી સાથે પરણાવાની મેહેનત કરેછે. એબી મારાં કીસ્મતની વાત! જે મારૂં ખાય તેજ મારૂં બુરૂં કરેછે.

**બજો**—અરે સાહેબ, બીહો ના. હું એ રાંડ નાપાકને જલદીથી ઠેકાણે લાઉંચ.

**ખશરૂ**—કંઇબી કરી એને સમજાવીને મારી પાસે મોકલ. એને કહે કે મારો બાપ એક કોરી પણ એને આપનાર નથી પણ મારૂં કામ જો એ પાર પાડી આપશે તો એને હું બહુ ખુશી કરી નાંખીશ.

**બજો**—ખશરૂ શેઠ; તમો પોચા તે પોચાજ! એટલાંમાંજ ગાભરા પડયા! બુઢો જો નહીં સમજશે તો રાતનાં ઉંઘમાં હશે ત્યારે તેની કબટ ઉંઘાડી કેલીઓ કાહાડી લેઇ જ્યાં સુધી શીરીન સાથે તમુને તે પરણાવે નહીં ત્યાં સુધી પાછી આપીશું નહીં. બુઢો એવો તો પૈસાનો સુમછે કે બૈરી જવા દેશે પણ કેલી નહીં જવા દેશે. કેમ શું ધાર્યું, શેઠ?

**ખશરૂ**—જા જા હમણાં તો મુંગો મુંગો મેં જે કહ્યુંચ તે કામ કરની.

[બજો જાયછે અને કૈકોબાદ દાખલ થાયછે.

**કૈકોબાદ**—ખશરૂ તારે વાસ્તે બહુ માઠા સમાચાર હું લાવ્યો છું અને તે સાંભલી કદાચ તું બહુ અચરતબી થશે.

**ખશરૂ**—માઠા સમાચાર હંમેશ મારા નસીબમાં સાંભળવાના હોવાથી તારા માઠા સમાચારથી હું કાંઇ વધુ અચરત થનાર નથી તોપણ તે તુરત જાણવાને હું અધીરો પડયો છું.

**કેકોબાદ**—આખરે શીરીને બેવફા થઈ તારા બુઢા પીતા સાથે પરણવાને કબુલ કરયુંછે.

**ખશરૂ**—(નીશાસો મુકી) અરે કેકોબાદ! આખરે શું હશવાનું ખશીયાણું થયુંજ? માહારી પ્યારી બેહેને મારો આ સઘળો તાળો બગાડી નાખ્યોછે અને તેણીની ઉપર ફતેહ મેળવવા આખરે આ હુલડ છોકરીએ મારા ભરતામાં જવાની અણી ઉપર આવેલા પીતાને પણ કબુલ્યો હશે. પ્યારા કેકી, મને કાંઈબી સલાહ આપ કે જેથી આ લગ્ન હું ભાંજી પાડું નહીંતો અટકાવુંબી. જે ઘડીએ તે આશીર્વાદ સારનારા મોબેદને મારા બાપને માટે "પસંદે કરદ" કરી કેહેશે તેજ ઘડીએ મારી છાતીમાં એક હજાર ખંજરો ભોકાશે.

**કેકોબાદ**—તારા હાલ માટે હું દલગીરછું; પણ હું શું સલાહ આપું? ચાલ લે સલાહ આપવાને સૌથી લાયક શખશ અહીંજ આવેછે.

[સુખલી દાખલ થાયછે.

**ખશરૂ**—અહા! સુખલી!

**સુખલી**—કેમ ખશરૂ, શેઠના ઘરમાં લગ્નની ખુશાલી ચાલેછે અને તમે તો કોઇ તમારો દુશમન મરી ગયો હોય તેમ ઘુવડ જેવું મોહોડું કરી ઉભાચ!

**ખશરૂ**—સુખલી, તારી મોહકાણના આ લગ્ન મારી ગેહેન કાહડયા બરાબરછે. હજીબી સુખલી તું વિચાર કર. મે તારે માટે કેટલું બધું કરીયુંછે. વારંવાર તેં મારી કેટલી લાલચ ખાધીછે? અને તોપણ તેં મારા હાથમાંથી મારી આ બાયડી ઝુટાવી લેઇ મારા ઘાતકી બાપને સ્વાધીન કરવામાં મુખ્ય મેહેનત કરીછે.

**સુખલી**—મરૂંરે મરૂંરે ખશરૂ એમ શું બોલેચ? ખોદાને હાજર નાજર જાણી કહુંચ કે મેં તો તારા ભલાને માટેજ આ છોકરીને તારા હાથમાંથી જવા દીધીચ.

**ખશરૂ**—મારૂ ભલુ કરવા જતાં તું શું મારૂ જીગર તોડી નાખેછે ? અને તોપણ તું મને બેઅદબીથી કહે છે કે મારૂ ભલુ કરવાની નિષ્ટાથી આવુ કૃકમે તે કર્યું છે. યાદ રાખજે સુખલી કે લોભ પાપનુ મુળ છે અને તમો પારસી કારજ કરનારી ઓરતો બેઉ બાજુનો લુમકો ખાવા જતાં જે જે કાવતરાં કરોછો તેથી દોજખ શિવાય બીજે કેથે તમારો છુટકો નથી.

**કેકોબાદ**—તારો ગુસ્સો છેક સુખલી ઉપર ના કાહાડ. કદાચ એણે સારી નિષ્ટાથી આ કામ કર્યું હશે અને હવે જ્યારે તેણીએ જાણ્યુંછે કે તુંતો શીરીન ઉપર દેવાનોછે ત્યારે તેણી પાછાં તારા પીતાના લગ્ન અટકાવાને પોતાથી બનતું કરશે.

**ખશરૂ**—અને સુખલી જો તું આ લગ્ન અટકાવેતો તારો બદલો સારી રીતે વાલવાને હું કદી ભુલીશ નહીં. લે આએ રૂ૫૦ અને જો મારો બાપ શીરીન ઉપરનો સઘલો હક ઇલાકો છોડી દેશે તો બીજા રૂ૫૦ હું તને મારા બાપના બોલે આપવાને બંધાઉંછું.

**સુખલી**—(ઓવરણા લેઇ) જીઅરૂરે ખશરૂ, તારા દુલ્લા જીવ ઉપરથી—પૈસા આગલ સો કોઇ નાચે. અને થોડા વખતમાં તું સાંભલશે કે વારી બંદાની મેહેનતથી શીરીન અને અસલાજીનું જોડું ભાગ્યુંછે.

[જાયછે.

---

## અંક બીજો—દેખાવ પાંચમો.

[શીરીનના ઘરનો એક ઓરડો; શીરીન બેઠી બેઠી ભરેછે તેટલામાં સુખલી દાખલ થાયછે.

**સુખલી**—મરેરે શીરીન તુંબી બહુ ખંધી હું ! અભઇજીને તેં તો એમજ સમજાવ્યુંચ કે તું અસલાજી સાથે ખરેખર પરણવાનીજ.

**શીરીન**—હા, હા અને હાજ. મેં અસલાજી સાથે પરણવાનો પકો વિચાર હવે તો કરયોજ છે.

**સુખલી**—અરે શીરીનબાઇ, કોઇ બીજો વચાર કરતા હશો તો સુજમાં રોજ બોલશો હું ! ચમડી તુટશે પણ બુઢા પાસેથી દમડી નથી તુટવાની.

**શીરીન**—હું જાણુંચ, જાણુંચ સુખલી કે તુંને ગુલાંએ શિખવી ને અહીંયાં મોકલીછે. પણ હું તો ખરી કે એની ઓંહોંશપર એના બાપ સાથ પરણી ઘેરની શેઠાની થઇ એની ઉપર મારો કિનો લેઉં.

**સુખલી**—પણ તું શાની ઉપર બુઢા સાથે પરણવા માગેય ? તું તેની દોલત ઉપર લોભાયચ કે ? અરે પણ બુઢો ઉલટુ તારૂથી ખાઇ જશે. અને વલી એનીં સાથે પરણ્યા પછી નાટકશાળાને, પાલવા બંદરને, બેંડ સ્ટાંડને, મડમોની દુકાનોને ઇત્યાદી છેલ્લી સલામ કરવી પડશે. અરે બુઢો ઘેરની બારીએથી ઉભી રેહેવા દેનાર નથી તે ખબરછે કે !

**શીરીન**—અરે રાંડ સુખલી, ઘેર બેઠાં ધંડા લેવા આવીચ કે ! એવી વાત કરવી હોય તો સામો રસ્તો માપ.

**સુખલી**—અરે પણ બાઈ તું તો કેહતીતી કે એમ એશકી ફાંકડા વર લેઉ ને સાથે ફરવા જાઉં ને હરવા જાઉં, ફલાણું ચીણું કરૂં ને સઘ લાઓની નજર ઉપર રાઇ છાંટુ, તે સઘળું તું શું ભુલી ગઇ કે આવા ડાંખરાને વરવા ખુશીથી તૈયાર થઇચ !

**શીરીન**—હું બધું સમજુચ કે તારી બાઈ મને પોતાના ઘરમાં આવેલી જોવા ઇચ્છતી નથી અને તેટલા માટેજ મને ફુસલાવા તુંને અહીંયાં મોકલીછે. પણ તેણીની એ મતલબમાં નિશફળતા સિવાય બી જુ કાંઇ નથી. હવે તમે બધા નોકરે એ મને બાઇ કરી બોલાવવી જોઇશે અને તમુને સઘળાને મારા હોકમ પ્રમાણે ચાલવું પડશે. સમજી કે ?

[જાયછે.

**સુખલી**—વાત તો હવે વધી ગઇ અને એ પાણુએ દાળ ચડે એવી આશા લાગતી નથી. તોપણ જે સુખલીએ હજારોનાં ભાંજેલાં અને હજારોનાં સાંધેલાં તે કાંઇ એથી ડરશે ! એક નવી યુકિત મારાં મનમાં ઘોળવાયછે અને તે અમલમાં લાવી બતાવી આપીશ કે સુખલી ડોસી જે કામ માથે લે તે પાર પાડયા વગર રેહેની નથી. (ગાયછ: જુવો વધારે: ગાયણુ સાતમું.)

પડદો પડેછે.

---

# અંક તરીજો—દેખાવ પેહેલો.

[અસલાજીના ઘરનો એક ઓરડો. અસલાજી અને સુખલી બેઠેલાછે.

**સુખલી**—અરે હું મુઇરે અભાગણી આ શું ઓહોકાણુ વળી ગઇ ! હવે કરૂં શું ! કયાં જાઉં કયાં ?

**અસલાજી**—(ગભરાઇ) પણ સુખલી છે શું બોલતો ખરી !

**સુખલી**—અરે સુખલી મુઇ એમની એમ ! આવો ભલો શેઠ ! આવો ભલો માણસ ! તેને હું ફસાવતી દોજખે ગઇ રે !

**અસલાજી**—અરે પણ શું છે બોલી મરની !

**સુખલી**—અરે બોલું શું મારૂં તોડકું ! અરે હવે હું જીવીશ કેમ ? અરે મારો તો દોજખમાંથી છુટકો થવો મુશકેલછે ? હવે મને ખાવા કેમ ગમશે, પીવા કેમ ગમશે. સુવા કેમ ગમશે ? હાય ! હાય ! ભલા ભલા માણસો ચાલ્યા જાયછે ને મુવું મારૂંજ નહીં મોહત આવતું !

**અસલાજી**—અરે સુખલી ખોદાને ખાતર જે હોય તે મને જણાવી દે !

**સુખલી**—અરે જીભરૂં જણાવ્યા વગર છુટકોજ નથીની ! નથી બોલતીતો તમારો મહઇ દુશમન માર્યો જાયચ ! અને જો બોલુંચતો તમો મહાઇનો જીવ દલગીર થાયચ.

**અસલાજી**—(બહુ ગભરાઇ) અરે શું ?—અરે કેમ ?—શું કોઇએ મને લુટયો !—શું કોઇએ મને લીમગી મુકાવી ? હાય ! હાય !

**સુખલી**—નહીંરે મરી જાઉં એવું કાંઇ નથી પણ તમે એક નવી ચીજ લાયાચકેની—

**અસલાજી**—શું ? શું ? બોલી દે.

**સુખલી**—નવી ધણીઆંણી.

**અસલાજી**—નહીં, નહીં, હજી હું નથી લાયો. પણ કાંય—

**સુખલી**—કેમ ! શું હજી તમે અદરાયા નથી ?

**અસલાજી**—નહીં.

**સુખલી**—મારી આખી જીંદગીમાં તમારા આ "નહીં" બોલથી જેટલી હું સુખી થઇછું તેટલી બીજી કોઈ ચીજથી સુખી થઇ ન હતી.

**અસલાજી**—કાંઇ ચોકસ કારણોને લીધે લગ્નની વાત મેં થોડાક દિવસો સુધી મુલતવી રાખીછે.

**સુખલી**—અને કાંઇ ચોકસ કારણોને લીધે આ લગ્ન તમુને કેટ-લાક વરસો સુધી મુલતવી રાખવાં જોઇયે.

**અસલાજી**—કાય તેનું શું કારણ ?

**સુખલી**—અરે મરી જાઉંરે અસલાજી તમારૂં આ કારજ કરવામાં હું એવીતો ઠગાઇછું કે કારજ કરવાનો ધંધો આજથી હું તજી દેઉંછું. આ છોકરીમાં તો હું બહુ જબરી ઠગાઇ. મેં તમને એવું કહ્યું હતું કે શીરીનના બાપનું એક ઘેરછે પણ તે તો કેવું "નિશાળે" મેલેલુંછે.

**અસલાજી**—શું અભઇજી કરકા બાલસકે ! ત્યારે તેઓ બાપકા અપકા સાથ ગુજરાન કેમ કરેછે !

**સુખલી**—અરે એમતો આ મુંબઈ શેહેરના અરધો અરધ પાર-સીઓ પોતાનું ગુજરાન કેમ કરેચ તેતો ખુદાનેજ માત્ર માલમછે !

**અસલાજી**—વારૂં જે બૈરી વગર મીલકતે આટલું બધું મેળવી શકે તે બૈરીતો મને બહુ ભાવે. વળી તારાજ કહ્યા પ્રમાણે શીરીન કરકસર વાલી હોવાથી મારા ઘરનુ આટલુ લખલુટપણ તો અટકશે.

**સુખલી**—(બાજુએ) મરેરે મારૂંજ બોલેલું મારોજ ઘાણ કાહાડેચ. (મોહડેથી) નહીં, નહીં મરી જાઉં એ સઘલું ખોટુંછે. તેના જેવી લખલુટ છોકરી આખા પારસી ટોલામાંથી શોધી કાહાડવી મુશકેલછે.

**અસલાજી**—શું ? શું ? શીરીન લખલુટછે !

**સુખલી**—અરે જીભરૂંરે લખલુટતો કેવી ! દાંતમાં તમુને ખાસડું આપી થોડા વખતમાં તમારા દુશમનને દમણનો રસ્તો પકડાવશે.

**અસલાજી**—અરે સુખલી, તું આગલ શું બોલતીતી અને હવે એમ કેમ ?

**સુખલી**—શું કરૂં મરી જાઉં હું જેવીબી આ દુકતીથી ઠગાઇ. જોયું કે તમે તેણી ઉપર પ્યારમાં છેવો તેટલા દિવસ કંજુસમાં ખપવા માંગેછે પણ "ચાર ચોખા" પડયા પછી પાછો અસલી ખવાશ ઉભરાઇ આવવાનો જો બા.

**અસલાજી**—પણ શું તેણીનું લખલુટપણું હું મુકાવી નહીં શકીશ ? તેણીનો ચેહેરો કેવો સરસછે ! તેણીના બાલ કેવા રેશમ જેવા છે ! તેણીની આંખ કેવી મોહીણી પમાંડે એવીછે ! હોઠ પરવાલા જેવા, શરીર સીધ્ધુ સરોવર જેવું, અને સુખલી, શીરીન સઘલી રીતે મારા ઘેરને સોભા આપશે. માટે આપણે એનું લખલુટપણું છોડાવી દેઇશું. તું ફીકર ના કર. પૈસા આપણે તેના હાથમાં મુકશું તો તેણી લખલુટ થશે કેની ?

**સુખલી**—અરે મરૂરે મરૂ તેતો સઘલું ઠીકછે પણ આજના તમારા પારસી કાયદા પ્રમાણે બૈરીના કરજ વાસતે તમે જોખમદાર છેવો. અને તમારા ગબ્બર છાંદા તરફ નેગાહ કરી શીરીનબાઇને ધીરવાને કીયો કાપડયો અથવા ઝવેરી ના પાડશે ? અરે લખલુટ લખલુટ શું કરોચ ? અત્યારથીજ ઝવેરીઓ અને કાપડયાઓને મોટા મોટા હોકમો થયાચ. અરે સાહેબ, માફ કરો હવે મને વધુ તમારી ચાકરીમાં રેહેવું નથી. મારો ગયા મહીનાનો પગાર ચુકવી આપો અને હું મારૂં પેટીનું ધોબલું લેઇ મારો રસ્તો કાપું. જે ધણીનું મેં વર્ષોના વર્ષો વેર નીમક ખાધેલું તે ધણીનું નખોદ વળતું મારી આંખે કેમ દેખાઇ શકાય ? અરે હું શું દેખતી આંખે કાપડયાઓ અને ઝવેરીઓ અને ગવૈયાઓ અને બીજા સુતારાઓને મારા ધણીનું ઘર લુટતાં જોઉં ! (આંખમાં આસું લાવી) અરે મારા અખઇ રણ્ડા ધણીના બાપદાદાના અસલી સુનાં રૂપાંનાં વાસણો, મારવાડીને ત્યાં ગીરવી મેલાશે તે મારેથી કેમ દેખાઇ શકાશે ? અરે મારા બુઢા શેઠે જીવ બાલીને એકઠી કીધેલી દોલત એક નાદાન છોકરી આવી પલકારામાં ઉરાડી નાંખી મારા એ જીભરૂં શેઠને બંધીખાને નખાવી તેવણુની નજદીક પોણી સદીની આંટને ધુળ બરાબરની કરી નાખે તે મારેથી જોવાયજ કેમ ? (વધુ મોટે રડી) નહીં, હું તો કાલને કાલ મારે ગામ જઇ ઉંધે મસ્તક પડું કે દેખુણી નહીં અને દાજુણી નહીં. બાપા,

ખોદા ખાતર તારી દુકતીના બે દાણાં પાડી આ બલા ઘેરમાં લાવજે, નહીં તો બીચારી તેનું શું થશે તે મને સમજ નહીં પડતી. અરે એનું સત્યાનાશ જાય, રાંડ અહીંયાં આવતેજ નહીં તો આ ઘેરનો મોભ તુટતે નહીં; (વધુ ડચકાં ખાઇ) અભાગણીની ખુબસુરતી ઉપર લોભાઇ બુઢો પોતાની એકઠી કીધેલી દોલત થોડા દિવસમાં લુટાવી જેલમાં જશે રે ઓ બાપજી રે ! (કુટેછે) અરે બાપલા વનાનો થઇ જશે રે ! માયજી રે ! (કુટેછે.)

**અસલાજી**—(મોટે રડી પડી) અરે મારા પૈસા ! અરરર તે શું એક નાપાક દુકતીને લુટાવા માટે એકઠા કીધાચ કે ? નહીં, એમ બનશેજ નહીં.

[વકીલ દાખલ થાયછે.

**વકીલ**—અસલાજી ફિકરડાસ, મને મારા ફુલ અભાઇજી તરફથી ફરમાશ અને હોકમ થયા પ્રમાણે લગ્નની રીતનું ખત તૈયાર કરયુંછે માટે આ બોલ્યાથી માહરાણીજીની ન્યાયાધિકારી વડી અદાલતનો હું સોલીસીટર તમુને જાણ કરૂછું કે આજના દિવસથી ૩ દીનમાં આ લખત તપાસી બાહાલ રાખી, તે ઉપર સહી સાખ કરવી. એ દિવસ પછી આ લખત રદ બાતલ ગણાશે અને શીરીનબાઇ ઉપર તમારો કાંઇ પણ હક હીસો, લાભ અથવા દાવો રેહેશે નહીં

**અસલાજી**—નિકલ મારા ઘરમાંથી. તું અને તારૂં ફુલ બેઉ જેહાનમનાં જાઓની મને તેનું શું છે.

**વકીલ**—કાકા, શું તમે ઘેલા થઇ ગયાચ કે ?

**અસલાજી**—હા, કાકા ઘેલા થઇ ગયા હતા પણ હાલ પાછા ઠેકાણે આવ્યાછે અને તે લા માટેજ તમુને અહીંયાંથી વંજો માપવા કહેચ. જાઓ જાઓ વકીલ સાહેબ, તમારા ફુલને કહેવો કે તેવણના ખરા રંગમાં મેં તેવણને પીછાણુયાંછે અને હવે કેડે બાહાર બોળી ખાય. બાકી અસલાજી તો ફશી જતાં બચી ગયાછે.

**વકીલ**—(બાજુએ) આબી કોઇ અજબ ખવાસનું માણુસ દેખાયચ. પણ એબી ઠીકજછે. મુડદાં બેહેસ્તમાં જાઓ કે દોજખમાં જાઓ પણ આપણે તો ખાટયા અને હજી ખાટશું. હો જઇને અભાઇજીને ઉશકેરૂંચ કે બુઢા ઉપર લગ્નનો કોલ તોડવાની ફરીયાદી માંડે. એથી આપણાં તો

ખાંશાં તર થશે અને વળી એવા મોટા અગત્યનાં કેસમાં દરરોજ વર્તમાન પત્રોમાં ખીરાજવાથી આપણો મોભો તો વધશે.

[જાયછે.

**અસલાજી**—સુખલી, મને એવી બલામાંથી છોડવવા માટે હું તારો બહુ આભાર માનું છું.

**સુખલી**—અરે મરી જાઉંરે એમ શું બોલાય ! એમાં આભાર શાનો ! જેનું નીમક ખાઇયે તેનું એટલુંબી નહીં ગાઇયે ! કાંઇ નહીં મુરબ્બી, એના બદલામાં મારા બેહરીનાં ડાસલાં માટે મદદ કરશો તો તમારો આભારણી થઇશ ને સાથે લાગુ પુન્ય લાગશે.

**અસલાજી**—અરે સુખલી, આજેજ મારી ખાતરી થઇ કે તુંબી આવી વફાદારછે.

**સુખલી**—અને તે વફાદારીનો એટલો બદલો નહીં આપો ? વારૂ સાહેબ, મને એટલી તો ધારજછે કે મારા શેઠને દોજખની ગારમાં ફરતા બચાવ્યાછે.

[જાયછે.

**અસલાજી**—બસ આ દુન્યાંમાં પૈસા શિવાય બીજી કાંઇ વાતજ ન મલે ! જાણે મારી પાસે કારૂનનો ખજાનો હોય, જાણે હું રોથ્સચાઇલ્ડ પોતે હોઉં, જાણે બેરીંગ બ્રધરર્સની પેહેડીનો હું એક ભાગીયો હોઉં તેમ બસ બધા પૈસાજ મારી પાસે માંગ્યા કરેચ ! નોકર થયા તે શું બધી ચાકરી નહીં કરે ? અરે પણ આ દુન્યાંજ લોભીની છેની. (વિચારમાં પડેચ; પછી ગાયછે: જુવો વધારો, ગાયણ આઠમું.)

[બજો દાખલ થાયછે.

**બજો**—(આગુએ) રાંડ પેલી કમકુમન સુખલી વળી પાછી બુઢ્ઢાને સમજાવા હમણાજ બાહાર નિકળી. એ કસકુમનને અભઇજીએ મોટી રકમ આપી હશે તેની લાલચ ઉપર વળી તે શીરીનની શીફારસ હમણા કરી ગઇ હશે, પણ હું તો ખરો કે એને જુદી પાડી શીરીન સાથે મારા ખશરૂ શેઠનેજ પરણાઉં.

**અસલાજી**—(ફરીને ચોંકીને) કેમરે બજા. તુંને અહીંયાં મારા ખાનગી ઓરડામા આવવાનો શું સબબ પડયો ?

**બજો**—અરે સાહેબ, તમારાં કુટુંબનાં ભલાંને અર્થેજ હું આવ્યોછું. શેઠ, પેલી સુખલી હમણાંજ તમારી આગલથી ગઇની ?

**અસલાજી**—અરે પણ તે ગેઇની હોય તો તેમાં તુંને શું ?

**બજો**—અરે શેઠ, ધીરા પડો તો ખરા ? તેણી શું તમારી આગલ અભઇજીની બેટી શીરીનબાઇ વિશે વાત નથી કરી ગઇ ?

**અસલાજી**—હા, હા, કેહી ગેઇ પણ તેમાં તું શું કેહેવા માંગેચ ?

**બજો**—કેહેવાનું તો સાહેબ એટલુંજ કે જેબી તેણીએ કહ્યું તે બોલે બોલ હરરતુ જુઠુંછે; એના જેવી જુઠી તો દુન્યાંમાં બીજી કોઇ પણ ઓરત ન હશે. એનો મરનાર બાપ વકીલને તયાં ચાકરી હતો અને એની બેહેસ્તન મા કારજ કરનારી હતી તેટલાં માટે તે સાચાં તે કયાંથી નિકળે ? શેઠ, તમારી ઊપર તેણીનું બહુ હેતછે એવું તેણીએ ડોળ ઘાલ્યું હશે તે એક જુઠુંછે અને શીરીનબાઇ વિશે તેણીએ જે તમુને હાલ કહ્યું હશે તે બીજુ હરરતું જુઠુંછે.

**અસલાજી**—કેમ ! કેમ ! તું ખરૂજ કહેચ કે સુખલી હમણા મારી આગલ જુઠું બોલી ગઇચ ?

**બજો**—અરે ખરૂં નહીં તો કે શું ખોટું ? અમે બેઉએ સાથે સપ કર્યો હતો ; પણ મારૂ અતઃકરણ દુખવાથી હું તમુને ખરેખરૂ કેહી દેવા આવ્યો છું, પછી તમારે ગમે તો મને માનો, નહીં તો કે ના માનો. તમે પોતેજ શીરીનબાઇ તરફ નેગાહ કરોની સાહેબ ? શું સુખલીએ તેવણુંને જેવાં ચિતાર્યાંછે તેવાંજ તેવણછે ?

**અસલાજી**—હા, ખરેખર ; મને તો તેથી જુદુજ લાગેચ. બજા તારૂં કહ્યુ હું માનુચ. એ કસકુનમ દદાને મારા છોકરાંએ એ ફુસલાવેલી લાગેછે પણ હું તો ખરો કે વકીલ આગલ દોડી જઇ મારૂ સઘલું કહેલું ફેરવી નાંખુ. મેં તો આગલથીજ ધારયુંતું કે શીરીન એવી નહીં હોય.

[અસલાજી જાયછે.

**બજો**—જાઓ અસલાજી શેઠ, તમે મારે હાથે વેચાયા ! સુખલીની ઉશકેરણીથી તમે શીરીન સાથે પરણુવા નિકલ્યા હતા અને વકીલ પાસે

ખત પણ કરાવ્યું હતું નહી ! હવે હુંબી દોડતો જઇ ખશરૂ શેઠને કહું કે બુઢાને એ કામથી મેં એવોતો વાર્યોછે કે વકીલને ત્યાં ખત રદ કરાવા તે દોડી ગયોછે. ખશરૂ શેઠ એવોતો મગન થઇ જશે કે આજે તો બજા લાલચુને ત્યાં બાટલીનું માથું ભાંજવાનો આપણને તડાકો પડવાનો.
[જાયછે.

[પડદો પડેછે.]

---

## અંક તરીજો—દેખાવ બીજો.

[ખશરૂ અને સુખલી દાખલ થાયછે.

**ખશરૂ**—સુખલી તારી બાહોશી મેં આજેજ જાણી ! યાદ રાખજે કે તારી એ કીમતી નોકરીનો બદલો ભુલીશ નહીં.

**સુખલી**—અરે હજી તો અરધુંજ કામ નક્કી થયું છે. અસલા જીનું કારજ તો મેં શીરીન સાથે નક્કી તોડયુંછે પણ હવે તારૂં તો તે ણી સાથે નક્કી કરી આપવું જોઇયે.

**ખશરૂ**—તેટલું પુરૂં કરી આપ અને હું તુંને રૂપીયાઓમાં નહ વાડી નાખશે.

**સુખલી**—અરે મરી જાઉંરે ખશરૂ, તું તો દુનયાદારીથી અંજાણ્યોછે માટે કારજ કરવાનાં કામની મુશકેલી તુંને શું માલમ હોય? આ શેહેરમાં અરધો દજન જોડાં ભાંજવા જેટલું સેહેલું કામછે તેટલુંજ મુશકેલ કામ એક જોડાંને સાંધવાનુંછે. પણ તારૂં ને શીરીનનું જોડું સાંધવાને મને બહુ ઉલટછે. બેઉ અખઇ રત્નાં ખુબસુરત હોવાથી બે ઘડી ઘેર શોભી રેહેશે.

[બજો દાખલ થાયછે.

**બજો**—(અચરત થઈ) કેમ સુખલી બુઢા આગલ તારા મક્કર લગાવી વળી મારા ભોળા શેઠને અષ્ટમ પષ્ટમ સમજાવા આવી કે ?

**ખશરૂ**—બજા મુંગો રેહે; સઘળું સમાધાન થયુંછે અને સુખળીએ ઉલટું મારૂં કામ પાર પાડી આપી મને પોતાના મોટા આભાર તળે આણ્યો છે.

**બજો**—અરે તમારો બેરો તો મેં પાર પાડી આપયો અને તમે સુખલીનો કાય આભાર માનોચ? તેજ ખરો સુખી ધણી કે જે મારા જેવો સારો નોકર ધરાવે, કારણ કે એક સારો નોકર આ દુન્યામાં મોટું ઝવેર છે. મેં તમારો બેરો તે કેવો પાર પાડી આપ્યોછે! સુખલીને તમારા બાવાના ઓરડામાંથી કાંઇ ગુસગુસ કરી બાહાર નિકળતાં હમણાં જોતાંને વારજ હું પોતે અંદર ધુસી ગયો અને તાલમેલ કરી બુઢાના મન ઉપર મા જબુત ઠસાવી આવયો કે સુખલી જે તેને કહી ગઇ તે બોલે બોલ જુઠું હતું, જેથી બુઢો દોડતો દોડતો વકીલને તયાં પોતાનું આગળું કહેલું રદ કરવા ગયોછે—

**સુખલી**—અરે તારૂં ખાણું ખરાબ થાયરે ઓગરા! બજો ભાખરો તે ભાખરોજ! સઘળો તાળો બગાડી નાંખ્યો. શીરીનબાઇના વકીલને તો અસલાજીએ સાફ કાહાડી મેલ્યો હતો કે એ તેવણે કારજ તોડયુંછે.

**ખશારૂ**—બેવકુફ! ગદ્ધા! ધામત! હેવાંન! નિકળ હયાંથી! (લાટો મારેછે.)

**બજો**—અરે શેઠ, મેં તો તમે જેમ કહ્યું તેમ બજાવ્યું, તેમાં મારો શો વાંક?

**ખશારૂ**—હા, એમાં તારો વાંક નથી પણ મારા બદબખ્તનો વાંક છે. નશીબ દેવી મારી ઉપર પ્રસન્ન નથી માટે સઘળું વાંકુજ બનેછે.

**બજો**—વારૂ ખશારૂ શેઠ, એક બીજાં કામથી મારી એ ભુલનો હુ પૂરતો બદલો તમુને વાળી આપીશ. ચાલ સુખલી, પેલી મારી જીતેલી સરત વીશે તુંને કાંઇ વધુ જણાઉં. હશતાં હશતાં કલેજાં ઉઠલાઇ જશે.

[બજો અને સુખલી જાયછે.

**ખશારૂ**—"હશતાં હશતાં કલેજાં ઉઠલાઇ જશે!" ગરીબોબી પોતાની જીંદગી એમ સુખ અને રમુજમાં કાહડેછે પણ મારી બેચેનીનો કોણુને ખયાલ હોય? શીરીનને હું મળી આવ્યો અને મારી છેલ્લી આશા ભ્રષ્ઠ થઇ! આહા! આહા! શીરીન! તું એક લોભી માતાના ફાંદામાં ફશીછે તે હું જાણું છું. તારી માતા તને અસલાજી સાથે પરણાવતી નથી પણ તેના પૈસા સાથે પરણાવેછે. ભટ પડજો તે માતાઓ ઉપર કે જેઓ પોતાની

બેટીઓને પૈસાને માટે વેચે. હેફ પડજો તે માતપીતા ઉપર જેઓ લગ્ન-ના પવિત્ર ગાંઠને એક ફાર્સ સમજે. ફીટકાર પડજો તે બાપોની ઉપર કે જેઓ પોતાની બેટી સમાન છોડીઓને પોતાની બાયડી તરીકે ઘરમાં લાવી બેસાડી પોતાનાં ફરજંદોનાં સુખનો હમેશનો ભોગ આપે. બાપો ઘણાખરા એવફા હોયછે. પોતાની ઓરતોની હૈયાતીમાં તેઓ ઉપર પ્યાર કરેછે, અને જીવ આપવા માગેછે અને મરી જાયછે તો રડેછે અને કુટેછે અને સત્યા-નાશ વળ્યું એવું જણાવેછે. પણ થોડા દહાડા ગયા એટલે પંદર વરસની છોકરીઓ પાછા પરણવા માટે શોધતા ફરેછે. આજે હું મારી મરનાર માતાને યાદ કરૂંછું કારણકે માતા વગરનું જીવતરજ બળ્યું. મારી માતા હતેતો આજે હું એટલો દુઃખી નહીં થતે. કેટલાં શાવકી માતાવાલા ફરજંદો ઇચ્છતાં હશે કે માતાને બદલે તેઓનો પીતા મરણ પામ્યો હતે! શીરીન, યાદ રાખજે કે તું સુખી કદી થનાર નથી અને જે દિવસે તું આ ઘરમાં પગ મેલશે તેજ દિવસે આ બાપીકુ ઘર હું જાવેદાનતુ તજી મારૂ બદબખ્ત જયાં લેઇ જશે ત્યાં જઇશ. જે છોકરી મારી વહાલી માદરની વહુ થવાને સરજેલી તે શુ મારી શાવકી માતા થઇ મારી માદરની જગા ઉપર આવે? નહીં, એવો દેખાવ મારેથી જોવાઇ શકાનાર નથી અને એવો દેખાવ જોયા કરતાં તો મારૂ આ બાપીકુ શેહેર છોડી હુ પ્રદેશવાશી થઇશ. આએ કોણ સાંમેથી આવેછે? એ તો ઉકર કાનફાટયો! મારા બાવા મારી એકપુરી બેહેનને જેણી સાથે સદાના ખાડામાં નાખવા માંગેછે તે!

[ઉકર કાનફાટયો દાખલ થાયછે.

**ઉકર**—કેમ ખશરૂ શેઠ, વલી કોણને રડાવાનો વીચાર કરોછો? કોઇ મારવાડી નહીં જડતો કે? તમારી બેહેનને મારી સાથે પરણાવે તો તમો કુવો પુરવા માગોચ, તો હું પુછું કે તમો મારા જેટલું કમાવોચ કે? એ તમો આજકાલના પારસી પોરીયાઓની તેહેંકરાઇજ તો! આએ મારા પોશાકપર ભુલોચ કે? (ગાયછે; જુવો વધારો; ગાયણ ૮મું).

માટે ખશરૂ શેઠ મુંગા મુંગા ચાકરી ધંધે લાગી જાવો, નહી તો ધકેલા ખાશો.

જાયછે.]

**ખશરૂ—આજે** મારો દાહડો બદબખ્ત છે ત્યારે સઘલું સાંભલવું જોઇયે.

[બજો દોડતો દોડતો આવે છે.

**બજો—**આવો ખશરૂ શેઠ, મારી પુઠે ઝડપથી આવો; ચાલો, ચાલો જલદી કરો; અલકશે આવજો; ચાલો, ચાલો.

**ખશરૂ—**પણ શું છે બોલતો ખરો ?

**બજો—**બસ તમે તમારે મુગા મુગા મારી પુઠે આવો; ચાલો, તમારો બેરો પારઃ તમારૂ કામ મેં નક્કી કરી આપ્યુંછે; બસ ચાલો.

**ખશરૂ—**પણ શું નક્કી કર્યું છે ? બેરો કેમ પાર પાડયો ?

**બજો—**આ મારી બગલમાં જોયુ કેની—આ રહ્યું !

**ખશરૂ—**શુ ? શુ ?

**બજો—**તમારા બાપનો જીવ એમાંછે, સાહેબ; સુનાંની મોહોરોની આ ઠેલીછે. ચાલો સાહેબ, મુગા મુગા મારી પુઠે ચાલો, નહીં તો તાળો બગડી જશે.

**ખશરૂ—**(વિચાર કરી) ઠીકછે ! આ બનાવ જીગરમાં વળી નવી આશા પેદા કરેછે.

[બેઉ જાયછે.

[અસલાજી ઘેલા ગાંડા જેવો દાખલ થાયછે.

**અસલાજી—**(બહુ ગભરાયલા) ચોરો ! લુટારાઓ ! ખુનીઓ ! અરે માહેતમ ! મોહકાણ ! સીતમ ! મારૂ ખાણું ખરાબ કરી નાખ્યું ! ચોર, ખાસો પ્રકડાયો. (પોતાનાજ હાથને પકડી) લાવ મારા પૈસા ! મારૂ માથુ ગળી ગયુંચ ! હું કયાં છેઉ, હું કોણછુ અને હુ શું કરૂછું તેની મને ખબર નથી. અરે ! મારા પૈસા, મારા પૈસા ! (પોતાનાજ હાથને જોસમાં પકડી) કેમ શુ કહેચ ? આપેચ કે નહીં ? નહીંતો પોલીશમાં પકડાવીશ હું ! અરે પણ અહીંયાંતો કોઇ નહીં મળે ! સમજયો, તેતો વટેણાં વાવી ગયેલો હશે ! હું પોલીસમાં જાઉંચ, મારા આખા ઘેરને, મારા નોકરોને, મારાં છોકરાં-ઓને, મારી બાયડીને અને મને પોતાને પણ હરરતા સોગંદ ખવડાવીશ;

અરે એટલામાં શું વલ્યું ? મોહલાના સઘળાં માણસોને, અને શેહેરના સઘળાં માણસોને વતીક હું હરરતા સોગંદ લેવા કહીશ; હું તેઓ સઘળાઓને ફાંસી દેવડાવીશ; આખી દુન્યાને હું ફાંસી દેવડાવીશ; અને અગરજો તેમ કરતાંબી મારા પૈસા નહીં મળશે તો પછી હું પોતે ફાંસો ખાઇ મરી જઇશ.

[જાયછે.

---

## અંક તરીજો—દેખાવ તરીજો.

[અસલાજીના ઘરનો હૉલ—કેટલાક નોકરો સાફસુફ કરતાં વાત કરેછે.

**કાવલો**—હવે આ અવર ઘેરનો દહાડો ફરે ખરો; નવાં બાઇ ઘણું દુલ્લા જીવનાં છે, અને તેવણ એવી દરીદ્રતા તથા કંજુસાઇ વધુ વાર ચાલવા દેનાર નથી. આજે રાતનાજ પચીસ માણસનું ખાણું કરાવ્યુંછે અને તે એવું તો રેલછેલ છે કે અલાઇબાગમાં આખી નાત જમે!

**બીજો ચાકર**—વળી અગાઉ તો ચોખ્ખાં પાણી સિવાય બીજી કાંઇ વાત નહીં હતી અને આજે તો આપણ ગરીબ ચાકરોને માટે પણ એક દજન બબ્બાની બાટલી આપીચ!

**કાવલો**—અરે ખાનારપીનાર તેને ઓદા આપનાર; જેવી બાઇ છે તેવોજ જો તેણીને વર મલ્યો હતે કેની તો બોલવાનીજ વાત નહીં.

**ત્રીજો ચાકર**—અરે પણ તેમાં શું છે ? વર એવો છે પણ તેની ઠેલી ગજબર છે કેની! અરે એ કાંઇ આપણે ગામડેની પોરીઓ છે કે ? મુંબઇની આજકાલની પોરીઓ તો એવી પટામણી કે અસલાજી જેવા શો ગણા સુંમોનેબી નચાવી તેઓની ઠેલીઓનાં મોહોડાં ખુલ્લાં મેલાવે.

[ભીમ દાખલ થાયછે.

**ભીમ**—કાવલા દોડ, ને કટલર પામરને ત્યાં કેહી આવ કે ઊંચામાંનો બાર દજન ચમપીન, બાર દજન બ્રાંડી, બાર દજન પોર્ટ વાઇન, બાર દજન શેરી, બાર દજન હોક, બાર દજન કેરોશોટ, બાર દજન નોહીયો અને જે બીજો ફરમાશુ દારૂ તેઓ પાશે હોય તે તુરત મોકલાવી દે. ને

જમશા તું જલદી દોડી જઇ પીયર્સને ત્યાં કહી આવ કે પેશતરીને પુડીંગો હજી આવી પુગાં નથી ને આવતી વખતે જરા મરીન લાઇન્ઝપર જઇ પળટણમાં કેહી આવજે કે બેંડ કેમ આયું નથી?

**સઘળાઓ**—શાબાસ! શાબાસ! હુરરે!

**ભીમ**—મોભ વગર ઘર શોભેજ નહીં, તેમ બૈરી વગર આજવેર અસલાજીનું ઘેર શુતું હતું. ચાલો ચાલો, તમે જાઓ, બાઇજ આવી પુગાંછે.

[ચાકરો જાયછે. શીરીન, અભઇજી તથા ફરનીચરવાળો મેમન દાખલ થાયછે.

**શીરીન**—ભીમ, મારા હોકમ પ્રમાણે નોકરોને મોકલી દીધા કે?

**ભીમ**—હા, બાઇ:

**શીરીન**—વારૂં કાસમ મીયાં જેમ બને તેમ બીછાનાઓ તો સરસ પીછાંનાં મોકલાવી દેજો.

**કાસમ**—અરે બાઇ સાહેબ, તમારૂં કામ તો બીજું સઘલું કામ પડતું મુકીને કરવું પડશે. (માથું ઘવડીને) પણ બાઇને કહું જે લંડનના પ્રદર્શણને લીધે પીછાં ઘણાં મોઘાં થઇ ગયાં છે.

**શીરીન**—કાસમ, પૈસાની વાતજ નથી. બસ તું તારે સૌથી સરસ બીછાંનાઓ બનાવજે અને અસલાજી ઉપર તેનું બીલ કરી મોકલજે. અને કાસમ ચારો બાજુએ મોટા તખ્તા મેલાવજે તથા ઓરડો સણગારવા માટે જેમ તુંને ઠીક લાગે તેમ કરજે. પૈસાનો કંઇ દર કરતોજ ના.

**કાસમ**—બાઈ સાહેબ, શું પૈસા નાખી દેવાના આવ્યાછે? હું તે કરકસરથી ખરચ કરી તમારા ખાવીંદ પાસેથી ચોખ્ખે ચોખ્ખું બીલ લે ઇશ, પછી તમારે ગમે તે મારી મેહેનતનું આપજો,

**અભઈજી**—પણ દીકરી શું કામ આએ બારીઓબી કહડાવી નાંખી નવી કરાવેચ?

**શીરીન**—માયજી, તમે મારી વચમાં પડતાંજ ના; મને અસલી ચીજોનો ઘણોજ ધિક્કાર છે, અને આએ ઘેરની કોઇબી ચીજ મને ગમતી નહીં હોવાથી જયાંવેર તે સઘળી ફેરવાઇ નવી આવે નહીં ત્યાં વેર

મારેથી આએ ઘેરમાં રેહેવાયજ નહી. મારી શહીમીટીઓ આવે તે લોકોને શું હું આવા હૉલમાં બેસાડું કે ? મારી મડમ પાસે શું હું આવી ટેબલ ઉપર શિખવા બેસું કે ? છટ "નોન્સન્સ."

**કાસમ**—બાઇ, તમે બરાબર બોલોચ; અમે જે સાહેબને ત્યાં જઇ ચેચ ત્યાં દર મેલમાં કાંઇ ને કાંઇ નવું ફરનીચર આવતું ને આવતું. બાઇ જો તમુનેબી ઘર ખરૂં સણગારવું હોય તો આલુ "ફ્રાશીન" પ્રમાણે ચાલવુંજ જોઇયે. જો "ફ્રાશીન" પરમાંણે નહીં ચાલશો નો પેલા તમારા આજકાલના સુધારાવાલાઓ તમારો જાહરીયોજ કાહડી નાંખશે જો! (બાજુએ) એ પ્રમાણે તો થોડા વખતમાં ઘેરબી વેચાવું પડશે હો!

**અભઇજી**—અરે બા એવા લાડ ઇંગ્રેજોનેજ શોભે. આપણે કયાં તેઓની સુજે તણાવા જઇયે ? શીરીન તુંબી એમ મોટાંની સુજે ટુકી થતી ના.

**કાસમ**—આહા! આહા! આહા! તમારાં મા અસલી વિચારના છે પણ તે દહાડા હવે વહી ગયા, હવે તો સારો સીણગાર કરો તોજ કોઇ તમારા ઘેરમાં પગ મુકેછે.

[કસબીદાર અને ઝવેરી દાખલ થાય છે.

**શીરીન**—આવો પુરનમલ, કેમ પેલી ચારો કસબી કોરની સાડી લાયા કે? હું બધા ભરેલા જીકના પોલકાને માટે તો તમુને કહેતાં ભુલીજ ગઇ.

**પુરનમલ**—બાઇજી, સારી તો એવી લાવ્યોછું કે બે ઘડી ગવનડરબી જોયા કરશે. પણ આએ બે નવી તરાહ આવીચ તેની કોર ભરાવવાની હું તમુને મજબુત ભલામણ કરૂંછું. કરશનદાશને ત્યાં વાટરસીલકની ઘેરા જાંબુરા રંગની જે વેલાતી નવી સાડીઓ આવીછે તેની ઉપર જો એ મુકશો કેની તો કાંઇ મણાજ નહીં. ભલા ભલા શેઠીયાઓને ત્યાંનાં બઇરાંઓ મારૂં માથુંજ ખાઇ ગયા કે એવી કોર પેહેલાં તેઓને ભરી આપવી પણ મેં સાફ ના કહ્યું કે અભઇજીના શીરીનબાઇ વગર કોઇ બીજાને હું પેહેલા આપનારજ નથી. સારી સુધાં બેઉની કિંમત ૧૧૦૦ રૂપીયા થશે અને એને લાયકના બે પોલકાઓ ઉપર ખાસા રૂ ૭૦૦ બેસશે.

**શીરીન**—ઠીક છે. પણ બરાબર કરીને જલદી લાવજો હો! નહીંતો મુવા તમારા લોકોની ચાલ છે તેમ માણસને દોહોડશો ધકેલા ખવાડી ભઝ પછી લાવી ના આપતો!

**કાસમ**—(બાજુએ) આ તો દીવાળીયું કામ છે. માટે મુગાં મુગાં આપણેબી રૂપીયા ૧૦૦ અથવા ૧૫૦ નો સામાન મુકી ૭૦૦ અથવા ૮૦૦ નું બીલ કરી જલદી ચુકાવી લેઇજીયેની, નહીં તો પછી કોણ લુ-બાને શોધવા જઈશું!

**શીરીન**—(ઝવેરીને) કેમ રામલાલ, રહ્યા રહ્યા ૪ દહાડે આજે આયા કે? વારૂં પેલી નેકલેશ ને એરીંગ લાયાચ કે?

**રામલાલ**—દોલ્હીથી છેક આજેજ નેકલેશ આવી પુગી. મુંબઇમાં કોઇબી ઝવેરી એવી નેકલેશ લાવી આપે તો હું મારી મુછ બોડાઉં. કાશમીરના માહરાજાએ દીલ્હીના નવાબની બૈરીને વારતે એ ભેટ મોકલી હતી પણ તે નાંધણી પડવાથી અહીંયા વેચવા મોકલીછે. એના રૂ૫૦૦૦ પડશે.

**શીરીન**—(તપાસી) નેકલેશતો બહુ સારીછે, પણ રામલાલ, બહુ મોંઘી પડેછે માટે રૂ૪૦૦૦ આપું. ચાલ કબુલ કર.

**રામલાલ**—અરે જાઓ જાઓ બાઇ, કાંઇ ચોરીનો માલછે કે? એક અરધી ઓછી નહીં લેઇશ. એના ઘરાકતો હજારો નીકલી આવશે.

**શીરીન**—ચાલ વારૂ લાવ, અને એનો તથા એરીંગનો રૂ૭૦૦૦ નો અસલાજીને નામનો આંકડો કરી મોકલજે.

[અસલાજી કપાળ કુટતા દાખલ થાયછે.

**અસલાજી**—તે ગીયા! જાવેદાનના ગીયા! મારૂં ખાણું ખરાબ થયું! હવે શું જડતાતા! કોઇ કહેજે "મુંબઇ સમાચાર" તથા "જામે જમશેદમાં એની ઇનામ આપવાની જાહેર ખબર છપાવો. તો શું મફતનો માલ આવ્યો કે ઇનામ આપું? વળી જાહેર ખબરની રૂ ૪ ની ચોટલી અને નહીં કોઇની નજર ઉઘડી હોય તેબી ઉઘડે! અરે ખોદા ખાતર એકજ વખત તેની ઉપર મારી નજર પડાવો!

**શીરીન**—અને વારૂં ઝવેરી, નવી ફાશીનની એક ઊંચા હીરાની બાં-ગરીની ઓછામાં ઓછી શું કિંમત પડશે?

**ઝવેરી**—મારી પાસે એવી એક બાંગરી હમણાજ આવીછે, જેના રૂ ૩૦૦૦ હું ઓછામાં ઓછા લેઇશ.

**અસલાજી**—શું? શું? લુચ્ચા તેં મારા રૂ ૩૦૦૦ લીધાય? અરે

તારૂં સત્યાનાશ થાય તેં મને રૂ ૩૦૦૦ ની લીમરી મુકાવીચ કે? ચોર! ચોર! સિપાઈ પકડો! પકડો!

**ઝવેરી**—(ગભરાઇને) અસલાજી! શું છે? અરે મેં શું તમારૂં ખાધું લીધું?

**અસલાજી**—મારૂં ખાણું ખરાબ કરી હજી મને પુછેચ કે શું કર્યું? અરે મારૂં સત્યાનાશ વળ્યુંચ! મારા પૈસા ચોરાયાછે! ગઇ કાલે જે રૂ ૫૦૦૦ હું બેંકમાંથી લાવ્યો હતો તે ગુમ થયાછે અને (રડીને) હું કદીબી તેને પાછા જોઇશ નહીં!

**શીરીન**—પ્યારા અસલાજી, તેમાં દલગીર થઇ રડી શાનાં પડોચ! કદાચ તમુને તે રકમ પાછી જડશે; અને નહીં જડશે તો (કડકા મોરી) તમારી બલ્લા ગઇ! એટલી નજીવી રકમને માટે નકામો (ઓવરણાં લઈ) મદાઇનો જીવ શું કામ બાળોચ!

**અસલાજી**—શું નજીવી રકમ? રૂ ૫૦૦૦ ને તું નજીવી રકમ કહેચ!

**અભઈજી**—નહીંરે મરૂં, તમુને દલગીર જોઇ મારી અપાઇ રહી છોકરી તો તમુને દીલાસો આપવા એમ બોલેચ. બાકી શીરીનને પોતાના મનમાં તો બહુ લાગેચ.

**અસલાજી**—મને દીલાસો આપવા! રૂ ૫૦૦૦ ને નજીવી રકમ કેહી તમારી છોકરી મને દીલાસો આપેછે! પણ ઝવેરી રૂ૩૦૦૦ ની તું શું વાત કરતો હતો? શું તુંને મારા ખોવાયલા પૈસા કેંહે જડયાછે?

**ઝવેરી**—તમે શું બોલોચ તે હું જરાકબી સમજતો નથી. હું તો આ બાઇને કેહેતો હતો કે હીરાની બાંગરી રૂ ૩૦૦૦ થી ઓછી કિંમતે કેંહે મળનાર નથી. પછી ગમે તો—

**અસલાજી**—શું? શું? શું?

**શીરીન**—બહુ મોંઘી છે. તોપણ શોખની આગળ કેઇ ચીજ મોંઘી હોય? માટે ઝવેરી જરા બને તો આજેજ મોકલાવા દેજો. પ્યારા અસલાજી, આએ લોકો આંકડો કયારે ચુકાવી લેવા આવે?

**અસલાજી**—પણ શું હું સ્વપનો જોઉંચ કે?

**શીરીન**—કાંઈ નહીં થોડા દિવસ રહીને તમારો આંકડો મોકલી દેજો. વારૂં ઝવેરી, મોતીની ત્રણ શેરી માળા અને એક રઇફુલની શું કિંમત પડશે?

**ઝવેરી**—બાઇ બેઉ મળી રૂ ૨૦૦૦, અને વળી રઇફુલ અને ત્રણ શેરી માળા વગર તમારો બીજો પોશાક સોભશેજ નહીં.

**શીરીન**—તું કહેચ તે ખરૂંજ છે અને સાથે લાગુ સસ્તું હોવાથી આજેજ મોકલાવી દેજે. મારા ખાવીંદના નામ પ્રમાણે ભપકો તો કરવોજ જોઇયે.

**અસલાજી**—અરે એમ કર્યા અગાઉ પેહેલાં મારૂં માથું કાપી નાખજે. તું કરેચ શું? તુ શું ઘેલી થઇ ગઇચ?

**શીરીન**—(ઓવરણાં લેઇ) અરે મરી જાઉં એમ શું બોલોચ? નવી મોહોરદારને ઘેરમાં લાવો ત્યારે શું ઘેર સીણગાર અને બૈરી સીણગારના ખરચ માટે ૨૦ અથવા ૨૫ હજાર ખરચી નાંખવાને આંચકીં ખાશો!

**અસલાજી**—એ ઝવેરી, એક અરધીનુંબી તું અહીંયા આપી જશે તો તારૂં માથુંજ ભાંજી નાંખીશ.

**શીરીન**—અસલાજી, તમારી આ વર્તણુકની મતલબજ હું સમજી શકતી નથી. પરણ્યા પછી તમે મને કેવું સુખ દેખાડશો તેનો આ નમુનો તમો દેખડાવતા હશો!

**અસલાજી**—અને પરણ્યા પછી મારા કેવા હાલ થશે તેના ઉત્તમ નમુના આએ તુંજ બતાવેછેની!

**શીરીન**—અસલાજી, સાંભળો. એક સુધારાવાળી પારસી અબલાના સઘળા હકો હું ભોગવવાની અને તે સિવાય હું કાંઈ બીજું વધારે માંગતી નથી. પોશાક કેમ કરવો તે મારૂં કામ છે, નહીં કે મારા ખાવીંદનું. તમે કેટલું ખરચી શકો તે હું જાણુંછું અને તે પ્રમાણેજ હું ખરચ કરીશ; અને એકબારગી જો હું વધારેણી કરૂં તો તે તમારૂંજ માન વધારવા કેની! દુન્યા એમ તો કેહેશે કે આ એશકી બાનુ અસલાજીની ધર્ણીઆંણી થાય.

**અસલાજી**—અભઇજી, આ બોલો તમો સાંભલોચ કે?

**અભઈજી**—મારી છોકરી લખ્ખલુટ થાય તે મરી જાઉં મનેબી ગમે નહીં જો ; પણ મારાં તેમજ તમારાં કુટુંબનાં માનને ખાતર શીરીને ભપકા સપકામાં દેખાવ દેવોજ જોઇયે. જીભરૂં અસલાજી, માફ કરજો પણ બોલ્યાં વગર ચાલતું નથી કે આખી મુંબઇ તમારી કંજુસાઇની વાતથી જાણીતી હોવાથી તમુને ઉકરડાના નામથી બોલાવેચ તે એતાબ કાહડી નાંખવા અને દુન્યામાં માન મેલવવા તમારે તો ઉલટો ઉપકાર માનવો જોઇયે કે તમારાથી ઉલટાજ સ્વભાવની બૈરી તમુને મલીછે. મારી છોકરી કાંઇ લખલુટ થવા માંગતી નથી, પણ રૂ ૨૫૦૦૦ ની અંદર લગનનો સઘલો ખરચ કરી નાંખશે. અને પછી કાંઇ દર વરસે જરઝવેરાત અથવા કપડાં ચપડાં ઉપર એટલો મોટો ખરચ થવાનોછે ?

**શીરીન**—અરે નહીંજતો ! ભાગ્યે રૂ ૫૦૦૦ બધા મળી દર વર્ષે થાય અને મારા ખાવીંદને ખોદા સલામત રાખે તે ૧૦ લાખની તેવણુની દોલતમાં રૂ૫૦૦૦ દર વર્ષે મને એશકી કરવામાં તેવણુને કયાં ભારી પડવાનાછે !

**અસલાજી**—હું લુટાયો ! મારૂં ખુન થયું ! અરે ભાઈઓ, બુઢાપામાં જવાન ઓરતો સાથે પરણવાનો જે શોખ કરે તેના મારા જેવા બુરા હાલ થશે ! જો મારી ઉમરની કોઇ અઘોર વિધવા શોધી હતે તો મારૂં ઘેર ખરૂં સુખી થતે અને મારો બુઢાપો સારા સંસારમાં પસાર થતે. પણ મારા જેવા બુઢાને પરણવાની તે કેવી રમત ! તોપણ એક દીલાસોછે અને તે એ કે હું હજી સુધી પરણીને ફસ્યો નથી.

**અભઇજી**—તમુને તમારો કોલ પાલવોજ જોઇશે, નહીંતો કે લખત પ્રમાણે મારી બેટીને નુકશાનીના રૂ૨૫૦૦૦ આપવા પડશે.

**અસલાજી**—મનમાં એમ મલકાતાં નાં. મારી પાસે તેમાંથી છટકવાનોબી એક રસ્તોછે. મેં મારા વકીલ વારસોને એ રકમ આપવા માટે બાંધી લીધા નથી, માટે જો હું ફાંસો ખાઇ આપઘાત કરૂં તો આ રકમ લેતાં તમો આ ભવના મારા દુસ્મનો હાથ ચોલતાં રહી જાઓ. પણ તેની અગાઉ તો આ પીડાઓને કાહાડી મુકુ. જાણે નરા ગીધ બેઠાચ ! નિકળો ચોરો, લુટારાઓં, ગળાં ફાંસુઓ ! એકદમ અહીંયાથી ચાલી જાઓ, નહીં તો ધક્કા ખાઇ બાહેર જશો !

[તેઓ સઘળાં નાહસી જાયછે.

**અભઈજી**—અસલાજી, તમો ઘેલા થઇ ગયલા માલમ પડોછો.

**અસલાજી**—મેં જ્યારે લખત ઉપર સહી કરી ત્યારે ખચીત્ત હું ઘેલોજ થઇ ગયો હતો. અરે ખોદા! હું મારૂં નામજ લખવા નહીં શિખ્યો હતે તો કેવું મજાહતું!

**અભઈજી**—મારી છોકરીએ બીજાં ભલાં ભલાં માંગાં ના પાડી તમુને કબુલ કર્યાં તેનો આ બદલો કે?

**અસલાજી**—અરે હું અંતઃકરણથી ઇચ્છુંચ કે કોઇ બીજાની સાથે તેણી પરણી ગઇ હતે! મારૂં લખત મને પાછું આપી દેવો અને કોઇબી બીજાના લાભમાં તમારા આ હદીયા (શીરીનને બતાવી) ઉપરનો મારો સઘલો હક ઇલાકો છોડી દેવાને હું આ ઘડીયે તૈયારછું.

**અભઈજી**—હવે તો બહું મોડુ થઇ ગયું. એક વખત ના પાડયા પછી હવે શું પાછા તેઓને કાલાવાલા કરવા જઇયે કે? નારે ભુસુરે! શું મારી એકપુરી દીકરીને એવી હલકી પાડું કે?

[ભીમ દાખલ થાયછે.

**ભીમ**—બાઇ સાહેબ, તમારા હોકમ પ્રમાણે હું દરજીને બોલાવી લાવ્યોછું.

**શીરીન**—તેને અંદર આવવા કેહે. તમારે માટે અસલાજી, મને કેવું હેત હશે તેનો આ એક દાખલોછે. તમારે માટે સૌથી સરસ ફાશીનનો નવો પોશાક શીવડાવવાને એડમ પાઇસને ત્યાંનો વડો દરજી બોલાવી મંગાવ્યોછે કારણકે તમુને સારૂં લાગવા માટે જેમ મને એશકી થવાની જરૂરછે તેમ મને સારૂં લગાડવા માટે તમુનેબી એશકી થવું જોઇશે. ચાલો માય, ચાલો એમતો હોયજ તો, મારા ખાવીંદ ઉપર એટલાં બધાં રીશે ના ભરાવો. ચાલો આપણે રાતના મોટાં ખાણાંની ગોઠવણ પુરી કરીયે.

**અસલાજી**—બુઢાપામાં આએ દગલી ને ઇજાર કાહડી નાખી હું એશકી પાટલુન અને દગલો પેહેરૂં! અરે સુખલી, સુખલી! તે જે કહ્યું હતું તે એટલા વારમાંજ ખરૂં પડયું.

[પાશકોલ દરજી દાખલ થાયછે.

**પાશકોલ**—સલોમ સાહેબ. અમેરા નોમ પાશકોલ, ઔર અમ એડેમ પાઇલકે ઉદર બરા દરજી હયે. તુમેરા માપ પેહેલાં લેના કે તુમ પેહેલા પેટરન દેખનેકું મંગતા ? ચલો શેઠ તુમેરા માપ પેહેલા અમ લેતી. આખા મુંબઇમે અમેરા જૈસા દુસરા કોણ દરજી નહીં હયે. બડા બડા પારસી શેઠ અમેરી પોસ કપડે સોલાતા. સીધ્ધા ખડે રહો. અમ બગલકા મોપ લેતા.

**અસલાજી**—અરે મુગો મુગો જઇ મરની નહીં તો કે આ લાકડીએ તારી પીઠનું માપ લઇ લેવશં! તારા જેવા દરજીઓનું મારા ઘેરમાં નહીં પણ દીવાલીઆઓના ઘેરમાં કામ. નિકલ અતર ઘડી મારા ઓરડામાંથી. કાવલા ! સોલા ! દોલા ! એને ધક્કા મારી બાહેર કાહાડો !

**પાશકોલ**—તબ કાયકે વાસ્તે તુમ અમેરેકુ બોલાયા ? અમેરા બખત કુચ ફોકટ હયે ? બખતકા હમ બીલ કરેગા.

[પાશકોલ જાયછે.

**અસલાજી**—મારા જેવા બુઢાઓએ મારા દાખલા ઉપરથી ધડો લેવો જોઇયે કે જવાન છોડીઓને આપણે બૈરી નથી લાવતા પણ બરા પાપ લાવીયેચ.

[કાવલો ૬ અથવા ૭ મજુરોના માથા ઉપર ટોપલામાં બાટલીઓ ઉંચકાવી લાવી ઝડપમાં પસાર થવા માંગેચ.

**અસલાજી**—અરે કાવલા, કયાં જાયચ ? કાંઇ બોનીતો મરની ?

**કાવલો**—શેઠ, વળી જાય કયાં ? બાઈએ રાતના મોટાં ખાણાં માટે દારૂકામ મંગાવયું હતુ તે લાવ્યોછું ; બીજી ચીજો પછવાડે ઘાટીઓ લાવેછે. જો શેઠ, હું તમોને કહુંચ સાફ ; વળી તમે મ્હેશો કે કહ્યું નહીં. ૨૦ ચાકરોથી આવડાં મોટાં ખાણાંને પુરા પડી શકાશે નહીં. માટે બીજા ૨૦ અથવા ૨૫ નોકરો હોરમજ પાવરીને ત્યાંથી મંગાવો.

**અસલાજી**—નિકલ ચોર, ઠગારા લુચ્ચા, સઘલા મને ઠગવાજ બેઠાછો કે ?

**કાવલો**—મારે શું છે. તમારી ફજેતી થશે.

[કાવલો મજુરો સાથે જાયછે.

**અસલાજી**—અરે ! અરે ! મોહકાણુતો હવે છેક હદ બાહેર ગઇ ! અરે અસલા, અસલા ! તેં તારો બુઢાપો વેચ્યો ત્યારે આટલું ખમેચ કેની ? (અંદર પડઘમ વતરોગે વાગેછે) લે ! વળી આએ નવી મોહકાણુ ! વળી એ શું ? (જોસમા વાગેછે) શું મારા ઘેર ઉપર કોઇ ઘેરો ઘાલવા આવ્યુંચ કે ? હું ઇચ્છુંચ કે તેઓ તેને આગ લગાડી મેલે, જેથી અમે સઘળાં અંદર બળી મરીયે ! (જોસમાં વાગેછે.)

**અંદરથીબુમો**—હુરરે ! હુરરે ! હુરરે ! ખોદા અસલાજીને સલામત રાખો ! હુરરે ! લેવો સાહેબો નવા જોડાંને ખોદા સલામત રાખે તેની સલામતી ! હુરરે ! અસલાજી ઉકરડા અને શીરીનબાઇ સુનામખીનું જોડું દુધે નાહાય, પુટે વ્યાય અને જુગ જુગ જીવે ! પીટ, પીટ, પીટ, હુરરે !!

**અસલાજી**—મોહોલાના છોકરાઓનું આ તોફાંન લાગેચ ; પેલી ના પાક દુકતીએ વાજુ મંગાવ્યું હશે તેની આ ઠેકડી થાયચ ! દુન્યા મારી ઉપર હસશે અને થુકશે ! હાય ! હાય ! ઘરડા થયા એટલે ઘેલા થયા બરાબર ! અરે જેબી બુઢો આવી અઘોર જવાન છોકરી સાથ પરણવાનો હવે વિચાર રાખશે તેને ઓળખાણ પીછાણ વગરબી ઘેર જઇ એવું પગલું ભરતાં વારીશ ! તેઓ મારા આ દાખલા ઊપરથી અનુભવ નહીં લેતો તેઓના જેવા કર્મફુટયા કોઇ નહીં ! (અંદર જોસમાં વાજું વાગેછે) આ રકાસતો હજી ચાલુજછે, અરે તારૂં ખાણું ખરાબ થાયરે શીરીન ! (વલી પાછું વાગેછે) અરે કોઈ નહીં અટકાવે ? કાવલા, સોલા, દોલા (દોડી જાય છે અને તરતજ સુખલી સાથે પાછા દાખલ થાયછે.)

**સુખલી**—અરે અસલાજી શેઠ ! મારૂં કહ્યું માનતે તો આવું બનતે ! તમારી આંખ તો મેં ઘણી ખોલી કે થોડા દહાડામાં તેણી તમુને વગર ભાડાના ઘરમાં મોકલશે પણ તમે મારૂં નહીં માન્યું અને ગોરી ચામડી ઉપર લોભાઇ ફરયા !

**અસલાજી**—સુખલી ! સુખલી ! તારી શિખામણ જો માની હતે તો આજે હું કેવો સુખી થતે ?

**સુખલી**—અરે પણ અસલાજી, તમે ઘેલા થઇ ગયાતા ! તમે તો કારપોરેશન ને ફારપોરેશન, ટાઉન હૉલ અને ફાઉન હૉલમાં બાધાણો

કરો અને તોપણ તમેજ કેમ છતી ખુલ્લી આંખે જાણી જોઇને કુવામાં પડયા? વળી ભલા માણસતો જાણે લુમકો લુટાઇ જતો હોય તેમ એકદમ પરણી ગયા!

**અસલાજી**—હું પરણ્યો નથી; હું હજી પરણ્યો નથી.

**સુખલી**—નથી પરણ્યા!

**અસલાજી**—નહીં, નહીં, નહીં.

**સુખલી**—ત્યારેતો ઠીકજ છે. એ ચોખ્ખા પડયા વગર કોઇબી માણસ ખાડામાં પડેલો ગણાતો નથી.

**અસલાજી**—અરે પણ હુંતો જબરા ખાડામાં પડયોચની. અરે સુખલી! મારા કર્મની કાંહાંણી કોણ જાણે? તેની સાથે પરણવા માટે મેં એક ખત, એક ખત, એક ૩૨૫૦૦૦ ની નુકશાણીનું ખત, કરી આપ્યુંછે.

**સુખલી**—ત્યારેતો એ રકમ તમુને ઓકવી પડશે.

**અસલાજી**—શું ઓકે? મારો જાન, મારો જીવ, મારૂં જીગર, મારૂં લોહી ઓકું!

**સુખલી**—અરે તમારા ઇંગ્રેજી કાયદા અને લા પાઇંટો બલે તે તમુને ઓકવાતો પડવાના—

**અસલાજી**—તેમ કરયા અગાઉ હું ભરતામાં જઇશ; મારા પૈસા, પ્યારા પૈસા, બચાવવા હું પેહેલાં એ નાપાક સાથે પરણીશ અને બીજે દિવસે ગળામાં ફાંસો દેઇ મરી જઈશ.

**સુખલી**—(કપાળ કુટી) અરે મારા વહાલા શેઠ! એક ભુલને લીધે તમારાબી કેવા હાલ!

**અસલાજી**—અરે સુખલી! એક વરસ અગાઉ હું મરી ગયો હતે તો કેવું ઠીક? (અંદર ગોંગાટ સાંભલી) અરર! વળી નવી શું મોહોકાંણ છે? સુખલી જો! જો!

[સુખલી જાયછે; બીજી ગમથી કેકોબાદ લગ્નના બહુ એશકી પોશાકમાં દાખલ થાયછે.

**અસલાજી**—વળી આ શું નવી બલ્લા ?

**કેકોબાદ**—કેમ અસલાજી શેઠ, મને ઓળખતા નહીં કે ?

**અસલાજી**—ઓળખું ! હા, હા ! એની મતલબ શું ? હું સમજ્યો, સમજ્યો ! મારા ચોરાયલા પૈસાની એ તો દીવાળી છે ! અરે લુચ્ચા કેકોબાદ, મેં તારી ઊપર ભરોશો રાખી મારો સઘળો વિશ્વાસ તારી ઉપર મેલ્યો તેનો આ બદલો કે ? મારો જીવ એમ તું લુટી લેશે એવી મેં કદી આશા રાખી હતી નહીં.

**કેકોબાદ**—સાહેબ, તમારી આગળ સઘળી વાત હું કબુલ કરી દેવા આવ્યોછું ; અને મારો સઘલો ખુલાસો સાંભળ્યા પછી હું ધારૂંચ કે મારી વર્તણુક માટે તમો મને માફ કરશો.

**અસલાજી**—મારૂં જીગર તું ચોરી જાય અને હું તને માફ કરૂં ?

**કેકોબાદ**—સાહેબ, તમારૂં જીગર કાંઇ ખરાબ હાથમાં ગયું નથી. અસલાજી શેઠ, ગમે તેવો પણ હું એક ગ્રહસ્થ આશામી છું.

**અસલાજી**—તું તો સઘળાને વિશરાવે એવો નિકળ્યો ? મારી ચોરી કરી તું ઉલટી સરજોરી કરેછે કે તું એક ગ્રહસ્થ આશામી છે ! તુંને એવું કામ કરવાને કોણે ઉશકેર્યો ?

**કેકોબાદ**—અરે, સાહેબ ! કોણ ? વળી—પ્યાર !

**અસલાજી**—પ્યાર !

**કેકોબાદ**—હા સાહેબ, પ્યાર.

**અસલાજી**—ઘણોજ સારો પ્યાર ! મારી સુનાની મોહોરોનો પ્યાર કેની ?

**કેકોબાદ**—એમ ધારતાજ ના, અસલાજી શેઠ. મારી પાસે હાલ જે છે તે ખોદાને ખાતર મારીજ પાસે રેહેવા દેવો, અને હું કસમ ખાઇને કહુંચ કે તમારી પાસે બીજું કાંઇબી હું વધારે માંગીશ નહીં.

**અસલાજી**—અરે મહા ઠગ ! તું એવો નફ્ફટ ચોર મલશે એવી કોણે આશા રાખી હતી ? તારી અરજબી નહાની સુની છે !

**કેકોબાદ**—એમજ છે ત્યારે તો અસલાજી મારે જણાવવું જોઇયે કે એકમેકથી છુટ્ટા નહીં પડવાના અમે કસમ લીધાછે અને મોહબત સિવાય બીજી કોઇબી ચીજ અમોને છુટ્ટી પાડશે નહીં.

**અસલાજી**—વારૂં કેકોબાદ, તું નગુણો તો થયોછે પણ એક વખ્ત મારો ખજાનો મને બતાવીને તો મારી આંખને ઠંડક આપ.

**કેકોબાદ**—હા સાહેબ, તે મારે કબુલછે; અને ખચીત્ત તે ખજાનોછે કારણકે તેવો ખજાનો ધરાવવો તે દોલતમંદ થયા બરાબરછે.

**અસલાજી**—હા, રૂ૫૦૦૦ કોણને દોલતમંદ નહીં કરે ! મારી મોહોકાંણ વાળી તું દોલતમંદ થયોછે. ઠીકછે લાવતો ખરો.

**કેકોબાદ**—જે મારા જીવનો હારછે તેને તમારી પાસે લાવી તમારા આશીર્વાદ ચાહુંછું.

[કેકોબાદ જાયછે.

**અસલાજી**—દુન્યામાં આવો નફ્ફટબી કોઇ હશે ! મારી ચોરી કરી તે મારી આગલજ કબુલ કરેછે અને વલી મનેજ તે બતાવી મારાજ આશીર્વાદ માંગેછે! પણ દુન્યાનું પેટ મોટુંછે અને જ્યારે મારા જેવા ૭૦ વરસના ઢાંખરાઓ ૧૭ વરસની છોકરીઓ સાથ પરણવાને તઇયાર થાય ત્યારે એવા નફ્ફટોબી અહીંયાં મળી આવે તો એમાં શી નવાઇ !

[સુખલી દાખલ થાયછે.

**અસલાજી**—કેમ સુખલી, એ શું ઘોંગાટ હતો ?

**સુખલી**—અરે મરેરે સુવું શું બોલું ? સુવું બોલતાંબી જીભ તણાઇ જાયચ. આખ્ખાં શેહેરમાં વાત ફેલાઇ ગઇચ કે તમે પરણ્યા છેવો અને તેટલા માટે તમારી બૈરીના માંગનારાઓ ઢગલેબંધ ઉતરી પડયાછે. એક કાપડયાનુંજ માત્ર રૂ૫૦૦૦ નું દેવુંછે.

**અસલાજી**—ઓ બાપ ! બાપ ! બાપ ! તેઓને કહે કે મારૂં ગળું કાપે,

**સુખલી**—વારૂં શેઠ, તમારી આવી હાલત જોઇ મારેથી રડવું થોભાઇ નહીં શકાવાથી હું શીરીનને પણ મળી આવીછું અને જો રૂપયા ૧૦૦૦૦ તમે તેણીને આપો તો સઘળી માંડવાળ થાય.

**અસલાજી**—શું રૂ૧૦૦૦૦? ભરતાંમાં જઇને લે તેજ તો. (વિચાર કરી) જા, રૂ૧૫૦૦ આપીશ. વારૂં માંગનારાઓને તો હાલ બહાર કાહાડી આવું કે જેથી બારણાં આગળની ફજેતી ઓછી થાય.

[અસલાજી જાયછે. બીજી ગમથી શીરીન દાખલ થાયછે.

**શીરીન**—કેમ સુખલી કેવી ફતેહ? બુઢો આટલું છતાંબી નહીં ચીરાતો કે?

**સુખલી**—મેં તો ઘણીબી તલાવટ કરી પણ રૂ૧૫૦૦ થી બુઢો વધતોજ નહીં પણ જરા વધારે દમ ભરાવ્યાથી રૂ૫૦૦૦ વેર તે આપશે ખરો.

**શીરીન**—જો સુખલી, મારી આ યુકિત ગુલબાઇ અથવા ખશરૂને કેહતીજ ના હું! બુઢાને તેની હેમકાઇનો મેં જે સવાદ ચખાડયોછે તે પોતાની ૫ અથવા ૭ વરસની બાકીની જીંદગીમાં તે કદી ભુલશે નહીં.

**સુખલી**—લે સામેથી બુઢોજ આવેચ! હવે હું નવી તાલ લગાવીશ હું!

[અસલાજી દાખલ થાયછે.

**અસલાજી**—હું મુવો! મારૂં નખોદ વળ્યું! હું ખવાઇ ગયો! હું ભખ્ખઇ ગયો? મારે ઘેર બબરચીઓનું એક મોટું લશ્કર આવી પડયું છે! અરરર! કીયે અભાગ્યે વખતે જવાન છોડી સાથે પરણવાનો મે વિચાર કર્યો?

**સુખલી**—જો શીરીનબાઇ, બધી મરી જાઉં મારો એટલો બોલ માનો! મારા શેઠની હાલત જોઇ મારી આંખમાં પાણી આવી જાયચ. હું બે હાથે પગે લાગી કહું છું કે રૂ૫૦૦૦ લેઈ માંડી વાલો.

**અસલાજી**—(એકદમ ચોંકી) જુઠી! જુઠી! જુઠી! એક ફુટ બદામ નહીં આપું! ગમે તો રૂ૧૫૦૦ લેય, નહીં તો કે જહાનમમાં જાય! એ કાંઇ નાની સુની રકમ નથી; અને તેથી એક દમડી વધારે આપ્યા અગાઉ હું ભુખે મરીશ, ડુબી જઇશ, ઝેર ખાઇશ, બંદુક મારીશ, ફાંસો ખાઇસ, જીવતોને જીવતો બળી જઇશ અથવા તો આ દુન્યામાં મરવાના જેબી જાતના ઉપાયો હશે તે અજમાવીશ.

**સુખલી**—અરે મરૂંરે મરૂં અસલાજી, એ શું બોલોચ? એ બધુ તમારા દુશમનને! જો શીરીનબાઇ, તમુને બે હાથે પગે પડી કહુંચ કે ૨૫૦૦૦ કબુલ કરો. તમે કોરટ દરબાર ચહડશો તે શું શારૂં લાગશે? ખરૂંછે કે મારા અબઇ રહ્યા શેઠ હારી જશે અને સઘળો ખરચ એવણુને માથે પડશે. પણ તેથી શું તમારી આબરૂ વધશે? મારા કાંકણા શેઠ બુઢાપામાં શરમ ન છંડાવાથી રખે અભત ખાઇ મરી જાય તો તમારા હાથમાં શું આવશે? વળી કોરટ ને સોરટ સરખીછે માટે એટલાથીજ સંતોષ પકડો, શીરીનબાઇ!

**શીરીન**—સંતોષ શાનો પકડે? એકબારગી હું હારીશ તેનીબી મને દરકાર નથી. એની રૂશવા થશે એજ મારો કિનો વળેલો ગણાશે, અને ત્યારેજ એના જેવા ઢાંખરાઓને માલમ પડશે કે જવાન છોડીઓને કોલ આપી ફરી જવું તે બહુ નિચ તેમજ જોખમ ભરયું કામછે. મને પૈસા નહીં મલેતો શું થયું? બુઢો જેલમાં જશે એટલેજ મને તાહાડક વળશે. (ગાયછે; જુવો વધારો; ગાયણ ૧૧ મું)

**અસલાજી**—અરે ઘાતકી લોહીની પ્યાશી છોડી! દેખાવલી સફેદ ચામડીમાં તું હારેમન દેવછે!

**સુખલી**—અસલાજી, શું કરશો જ્યારે શીરીન આટલી હઠીલીછે ત્યારે એટલા આપીને જાવેદાનની કાસર પતાવોની. તમે જાણોચતો ખરા કે એની પાસે તમારા હાથ દસ્કત્તછે અને કોરટ ખરચ સિકે તમારી સામે ડીકરી કરશે એટલુંજ નહીં પણ ન્યુસપતરવાલાઓ તમારી વિરૂધ લખાણો ચલાવશે, અને તમારી રૂશવા કરશે અને ગવનડર તમુને સુલેહના અમલદાર અને કારપોરેશનમાંથીબી બરતરફ કરશે. માટે બે દિવસની આ દુન્યા માટે શું કામ તમારી નજદીક ૭૦ ની કીર્તિ ખોહવો છો? (હળવે) તમે ૨૫૦૦૦ એ બલ્લાને આપી દેવો અને પછી હું તમારે વાસ્તે સારી મઝાની પાણી પીયે તો ગળાંમાંથી દેખાય એવી બૈરી શોધી લાઉં.

**અસલાજી**—અરરર! બૈરીનું હવે તો નામજ ના લે! બુઢાપામાં જુવાન બૈરી કરવી અને તે કુવો પુરવા બરાબરછે! એક બલા હજી દુર થઇ નથી અને પાછો કયાં ફસાવેચ? જવા દેની.

[અસલાજી અને સુખલી ઘુસઘુસ વાત કરેછે.

કાવલો દાખલ થાયછે.

**કાવલો**—બાઇ સાહેબ, રીજમીટનું બેંડ આવી પુગુંચ અને હવે મેહેમાનોબી આવવાનો વખ્ત થયો. પણ નોકરોને માટે ખાવાની જગા નથી જો, બાઇ.

**શીરીન**—પેલી ફ્રેરેકાર ભંજાવી નખાવી બે ઓરડાનો એક ઓરડો કરી નાંખ્ય અને વચમાં જે જુનાં કબટનાં ઠોભલાંછે તે બાહેર નખાવી દે.

**અસલાજી**—અરે તે તો મારા બપાવાના વખતની કબટછે. રાંડ, કંઇ ઘેલી બેલી થઇ ગઇચ કે ?

**શીરીન**—અસલાજી, ઘેરને લગતાં મારાં કામની વચમાં તમે ના પડતા. તમારા બપાવાતો મરીબી ગયા અને આપરે કાંય તોપણુ અડચણ ખમીયે ?

**કાવલો**—અને બાઇ મોહોંડું સમારવાને માટે રકાબીઓ અને ચમપીનનાં ગ્લાસો ઘટશે જો !

**શીરીન**—એકદમ ત્રીચરને ત્યાં જઇ ૪૮ દજન રકાબી અને ૭ દજન ચમપીનનાં ગ્લાસ લાવ.

**સુખલી**—(બાજુએ અસલાજીને) આવો લખલુટ ખરચ ચાલુ રહે તે કરતાં ૩૫૦૦૦ આપી તદન છેડો છોડવોની.

**અસલાજી**—હાય ! હાય ! પૈસા ! પૈસા ? (આંખમાં આંસું લાવી) સુખલી, ૩૫૦૦૦ મેલવતાં કેટલી જેહેમત પડી હશે ? વારૂં, તારે ખાતર પેટે પાટા બાંધી આ રકમ આપવાને કબુલ થાઉં છું.

**સુખલી**—બાઇ શીરીનબાઇ, મારા અખઈ રહ્યા શેઠ ૩૫૦૦૦ આપવાને કબુલ થાયછે. તમે જો લખ્ત પાછું આપવાને કબુલ થાઓ તો રૂપીયા આપવાને એવણુ તૈયારછે.

**શીરીન**—(ગજવાંમાંથી કાહાડી) આ રહ્યું લખત.

**અસલાજી**—હું નાણું લઇ આવુંચ. એજ ૩૫૦૦૦ મારી આખી દોલતછે. અરરર ! ફ્રરીથી જુવાન બઇરી હવે પરણુવા નહી માંગુ.

[જાયછે.

**સુખલી**—(હશીને) કેમ શીરીનબાઇ, મારા ૩૫૦ પાકા કે ? કેવી તાલથી સુંમ પાસેથીબી ૩૫૦૦૦ અપાવ્યા ? પણ મરેરે મુવું બીજાઓનું ભલું કરતાં મને કેટલાં પાપ કરવાં પડેછે ? બસ મેંબી વિચાર કીધોચ કે તમારૂં અને ખશરૂતું જોડું સાથે મેળવયા પછી મારે ગામ જઇ એકાંતવાસ બંદગીમાં મશગુલ થાઉં.

[અસલાજી નોંટોના ચોડા સાથ દાખલ થાયછે.

**અસલાજી**—લે મારા આખ્ખે ભવના દુશમન, લે આ રૂ૫૦૦૦ની સઘળી બેંક નોટોછે, ગણી લે. એજ મારી આખી દોલતછે. ખોદા તારૂંબી ભલું કરશે!

**શીરીન**—ઉભા રેહેવો, મને પેહેલાં બરાબર ગણવા દેવો. (ગણી રહી) લેવો તમારૂં લખ્ખત. ફરીથી આવા ઢાંખરા થઇ નાહની છોકરી સાથ પરણવાનો વિચાર ના કરતા. આજે કાલે પેલી દુન્યાંમાં જવાના, અને તમુને લાજ નહીં આવી કે એક ૧૭ વરસનાં કુમળાં બચ્ચાંને જન્મ વેરના રંડાપામાં કેમ નાખું?

[કેકોબાદ અને ગુલબાઇ એશકી પોશાકમાં દાખલ થાયછે. સાથે ખશરૂ અને અભઇજી પણ આવેછે.

**અસલાજી**—કયાંછે કેકોબાદ, તેં મને કબુલાત આપી હતી તે કયાંછે? લાવની મારા ચોરાયલા રૂપીયા કયાંછે?

**કેકોબાદ**—(ગુલબાઇને આંગળ ખેંચી દેખાડી) આ રહ્યો તમારો ચોરાયલો ખજાનો. એ એક એવો ખજાનોછે કે આખી દુન્યાંમાં તેનું મૂલ નહીં થઇ શકે.

**અસલાજી**—મારા પૈસા આપ, કેકોબાદ, મારા પૈસા આપ; જે મારા પૈસા તું ચોરી ગયોછે તે મને પાછા આપેછે કે નહીં?

**કેકોબાદ**—અસલાજી, તમે શું કેહેવોછો તે હું મુતલગ સમજતો નથી!

**અસલાજી**—તેં પછી શું મારી આગળ કબુલ્યુંતું નહીં કે તેં મારો ખજાનો તફડાવ્યોછે?

**કેકોબાદ**—જે કિંમતી ખજાના વિશે હું બોલ્યો હતો તે આ (ગુલબાઇને બતાવી) રહ્યો. સાહેબ, તમારી બેટીએ આજે મને પોતાનો ખાવીંદ કરી હંમેશનો સુખી કરયોછે.

**અસલાજી**—શું! નાપાક દુકતી! તારા પીતાના એક હલકા નોકર સાથે પરણી ગઇછે?

**કેકોબાદ**—તમારા કુટુંબને એથી કાંઇ માઠું નથી લાગું. મારી ઓલાદ અને તમારી ઓલાદમાં કાંઇબી ફરક નથી, અને જોકે તમો મારા કરતાં વધુ તાલેવંત છેવો તોપણ મારી પ્યારી ગુલને તમારાં આશરા વગર રાખવાને હું શકતીવાંન છું.

**અસલાજી**—ઓ! મારા પૈસા, મારા પૈસા, મારા પૈસા! (કપાળ કુટી પછડાઇ પડેછે.)

**ખશરૂ**—બાવાજી, જ્યારે પૈસાને ખાતર તમો આ બૈરીબી તજવા નિકલી પડયાચ ત્યારે મને એ બાયડી અપાવો અને તમારા પૈસા પાછા મેળવી આપવાની હું કબુલાત આપુંચ.

**અસલાજી**—શું દીકરા ખશરૂ, તુંબી મારી ચોરી કરવામાં એક મદદગાર કે? આ બૈરી ઉપરનો મારો સઘળો હક દાવો મેં કયારનો તજ્યોછે અને મુએથી પરણી તમો ગમેતો માથું ફોડી લેજો, પણ પેહેલાં મારા પૈસા લાવ.

**શીરીન**—(પોતાની નોંટો પાછી આપી) લેવો અસલાજી, આ તમારા ૩૫૦૦૦ પાછા લેવો અને હું ધારૂંચકે એક જવાન બાયડી સાથે પરણવાના વિચારથી તમો હવે તદન ધરાયા હશો. પેહેલાંથીજ મારો પ્યાર તમારા બેટા ખશરૂ ઉપર હતો, અને હું ખુશી છેઉં કે તેણે પણ મારી ઉપર પ્યાર ચાલુજ રાખી પોતાની પરીક્ષા સારી ફતેહમંદીથી પસાર કરીછે. (ગાયછે; જુવો વધારો; ગાયણ ૧૨ મું.)

[બજો પૈસાની ઠેલી સાથ દાખલ થાયછે.

**બજો**—લેવો અસલાજી શેઠ, તમારા આ ખોવાયલા પૈસા.

**અસલાજી**—(બહુ હરખાઇ) લાવ! લાવ! લાવ! મારા પૈસા લાવ! હવે હું ખરોજ સુખી થયોછું.

**ખશરૂ**—અને તમે જો ખરાજ સુખી થવા માંગતા હોવો તો મારાં અને શીરીનનાં લગ્ન માટે મંજુરીયાત આપી તમારા આશીર્વાદ આપો.

**અસલાજી**—મારા બેટા, મોટી ખુશીથી મારી મંજુરીયાત હું આપુંછું. શીરીન, તું મારા બેટાને સુખી કરજે. તું હવે મારી વહુ થઈ છે એ મને વધારે દીલાસોછે.

**શીરીન**—મેહેરબાન સસરાજી, હું તમારો આભાર માનું છું પણ તમારી એક બીજી પણ ફરજછે અને તે એ કે મારી બેહેન ગુલબાઇનેબી તમારા આશીસ આપી સુખી કરો. (ગુલબાઇને) બેહેન ગુલબાઇ, મારા ગુસ્સામાં તારી સાથે જે મીનાકેસો મને થયો હતો તે માટે હું અંતઃકરણથી દલગીર છું અને તેની માફ ચાહું છું (કોટી કરેછે.)

**ગુલબાઈ**—બેહેન શીરીન, સઉ સારૂં તેનું સેવટ સારૂં. હું ઘણી ખુશી છું કે આખરે તેં મારા ભાઇને સુખી કરયોછે. મારો હરખ સમાતો નથી, જ્યારે હું જોઉછું કે એક ઉતમ ખાવીંદની હું મોહરદાર થઇછું જે ખાવીંદ મને ખરી સુખી કરશે અને મારી કેળવણીના બદલે જે ખાવીંદના ઘેરને પણ હું ખરેખરૂં સુખી પારસી ઘેર બનાવીશ. મારા મેહેરબાન બાવાજી, આખરે તમોએ મને આપેલી સારી કેળવણીનો ઉપયોગ કરવા માટે આવા એક સારા ખાવીંદથી ટક આપીછે તે માટે સદાની હું તમારી વધારે હેતવંતી થઇ રહીશ.

**અસલાજી**—સુખી રેહેવો મારાં ચારો ફરજંદો, આજનો દિવસ ખચીત્ત મારી જીંદગીમાં સઉથી વધુ ભાગ્યશાળીછે.

(સઘળાં સાથે ગાયછે; જુવો વધારો; ગાયણ ૧૩ મું.)

[પડદો હલવે પડેછે.



# ગાયનો.

## ૧

### ગુલબાઈ—(જુવો પાનું ૫ મું.)

### કાફી—પદ.

(સાવરો અજહુ નહી આયો—એ રાહ.)

ધનનો મહીમા છે ન્યારો ;
સહુ સમજી ખૂબ વિચારો. ૧
મુરખ તવંગર ડાહયો લેખી—જોડે હાથ હજારો,
જ્ઞાની જો કદિ ગરીબ થાએ—રખડી મરે બિચારો;
લાગે અપટ અકારો. ૨
ભાઇ બેનને બેટા સ્નેહી—ધનના છે સહુ યારો,
પોતાનાં પણ ગણે પરાયો—ધન વિન કહે નઠારો;
ગણે નિમકથી ખારો. ૩
માન પાન નિત ધનને દેછે—સઘલાં નરને નારો,
પ્રથમ જપે ધન માળા, પ્રભુના—પાછળ કરે પુકારો;
ફોકટ લવી લવારો. ૪

---

## ૨

### ગુલબાઈ—(જુવો પાનું ૧૧ મું.)

### પિલૂ--ગરબી.

(મહિડાંનું દાન હમે ના દિયેરે લોલ.—એ રાહ.)

અબળા જે કેલવણી પામશેરે લોલ;
સુખથી જગમાં નિત ધામશે. ૧
ઘરનો વ્યહવાર ભલો ભાળશેરે લોલ,
પરણ્યાને સર્વ સુખો આલશેરે લોલ;
પ્રભુજી રાજી કરી ચાલશે. ૨
ધનનો નહિ ઠાઠમાઠ નીભશેરે લોલ,
ચોરોને આગથી ફના થશેરે લોલ;
ઇલમો કોઇ નહિ લુટી જશે. ૩

માત પિતા જો તમ આ વારસોરે લોલ,
દેશો તો પુત્રિ ભવ સુધારશોરે લોલ;
ધનને ફક્ત દેઇ હારશો. ૪
સત્ય સુધારોછે પ્રભુ જ્ઞાનમાંરે લોલ,
વસ્ત્રો સણગારના ન ધ્યાનમાંરે લોલ;
તેતો છે શુભ શુધ સાનમાં. ૫

### ૩

### પાનાચંદ—(જુવો પાનું ૧૯ મું.)

### કલ્યાણ જિંઝોટી-લાવણી.

(ગાવો ગાવો મધન સહુ થાઓ ગવન ગાઓ ગીતી.—એ રાહ.)

લોભી જો લોભ ન કરશે—પ્રભુથી ડરશે;
તો ધુતારા દુનિયામાં—ભૂખ્યા મરશે. ૧
કે બાપ મરેથી બમણા—કોઇ તમણા,
લે લખત લખાવી રાખી ઉભા ઉગામણા,
વળિ ત્રીસ ટકાને વ્યાજે—જોગે આજે,
જે નાંણું ખપે તમોને દેઇ નિવાજે;
આવા મોટાંતો વ્યાજ વિના નહિ ચાલે,
સ્વીકારે લુચ્ચા જે મુદ્દલ નહિ આલે,
જે લેઇ આજ, નાદાર થાયછે કાલે.
નહિ બાપ મરે નહિ બેટા બોલ્યું પાલે;
ત્રણ કહી એક દે ભાઇરે—ચીઠ્ઠી તો પુરી લખાઇરે,
બે કોરી પણ સહિ થાઇરે—લે સુખડી સાથ સવાઇરે;
આ કરતુકથી લુચ્ચાની—ગરજો સરશે. ૨
લઇ નાંણું શેઠ સિધારે—મોંજો મારે,
પાછળથી કેવા હાલ થશે ન વિચારે,
નિત ઉઘરાંણી બહુ થાએ—ધક્કા ખાએ,
કદિ શેઠ મળે નહિ સાહુકાર પસતાએ;

લાવે ચિઠ્ઠું કોરટનું ઘરમાં જ્યારે,
જુસટિસને દિવસે શેઠ ઉભા રહે ત્યારે,
કોરી ચિઠ્ઠીઓ માર મુરખને મારે,
રડિ હફ્તો કરવા અરજ કરી પોકારે;
વારંટ ટાંચથી રોએરે—ઘસડે જે પાસે હોએરે,
ભુંડા બાવા સહુ જોએરે—આપી દમડી કાં ખોએરે;
ચેતી જો બદ રસ્તેથી—પાછા ફરશે. ૩

## ૪

## શીરીન—(જુવો પાનું ૧૯ મું.)

## કાલિંગરો--ગરબી.

(સખિ ચાલોની—જોવાને જઇયેરે મહિમા આજનો.—એ રાહ.)

સુણ સાએલી, મોટાંની સૂઝે ગોતાં નહિ મારિયે;
ઓ અલબેલી, વિન મ્હોતે મરતાંતો કાંઇ વિચારિયે. ૧
મોટાંને મોટું સહુ છાજે,
મોટાં લટકે મટકે ગાજે;
ન્હાનાં અટવાઇ મરી લાજે. ૨
મોટાં વ્હાણોમાં ભર દરિયે,
બેસી તોફાને પણ તરિયે;
ન્હાની નાવે ડૂબી મરિયે. ૩
જે મ્હેલ પડોસણનો જોઇ,
નિજ ઝુપડીને તોડે કોઇ;
તે તો ઘરવિન રખડે રોઇ. ૪
ઉંચાં ઝાડો ઉંડી જડથી,
ડરશે નહિ તોફાની નડથી;
નબળાં ઉખડી પડશે થડથી. ૫

## ૫

## સુખલી—(જુવો પાનું ૨૯ મું.)

## કાલિંગરો--પદ.

(નાવ નદિયાંમેં ડુબી જાય—એ રાહ-)

સૂમ ધન ખરચે નહિ કે ખાય;
ખરચતાં જોઇ જીવડો જાય. ૧
જેમ ઘાસ ગંજીના કુતરાથી તણખું ન ખવાય;
તોય બિચારી ભુખી ગાયને—ભુંકી કરડવા ધાય. ૨

કોડી કોડી નિશિદિન જોડી-મનમાં બહુ હરખાય;
ધર્મ ધ્યાંન ને દાંન ન જાણે-દ્રવ્યતણા ગુણ ગાય. ૩
અંત સમે હયાં સઘળું છોડી-ધરતીમાં પછડાય;
ખાલી બન્ને હાથો જોઇ-પ્રભુ સનમુખ અકળાય. ૪
હરિ દ્વારે તો આવી ઉભી-રંક જનોની હાય;
વેળા ગઇ ત્યારે શુધ આવી-પડિ નર્કે પસતાય. ૫

## ૬

### કેકોબાદ—(જુવો પાનું ૩૮ મું.)

રાહ ઈંગરેજી—કેમપટન રેસીસ.

નારી જે કરશે તે થાશે—સાચું સાચું,
નહિ વળશે જો નર તે ન્હાશે—સાચું છે બેશક;
મરદોની શુધ બુધ લઇ જાશે—સાચું સાચું,
વાંદર સમ જે નાચી ગાશે—સાચું છે બેશક.
(કોરસ) મરદ મથી મરે—ખરૂં ન તે ઠરે;
નહિ બનતું જે આ દુનિયામાં તે નારી તુરત કરે. ૧
જઇફોબી જવાન થવા માગે—સાચું સાચું,
કે સુંદર નાર હાથ લાગે—સાચું છે બેશક;
ભડકી તે સ્વપનાથી જાગે—સાચું સાચું,
દિન રાત બળે પ્રીતની આગે—સાચું છે બેશક.
(કોરસ) મરદ મથી મરે—ખરૂં ન તે ઠરે;
નહિ બનતું જે આ દુનિયામાં તે નારી તુરત કરે. ૨
છોડાવે બકબકવું ઠાલું—સાચું સાચું,
મંત્રોથી મુખને દે તાળું—સાચું છે બેશક;
ઢાંકે જઇફનું અજવાળું—સાચું સાચું,
ધોળાં પર લગડાવી કાળું—સાચું છે બેશક.
(કોરસ) મરદ મથી મરે—ખરૂં ન તે ઠરે;
નહિ બનતું જે આ દુનિયામાં તે નારી તુરત કરે. ૩
બોટા દાંતો ખુશબો બાલે—સાચું સાચું,
લાકડી તજી અકડી ચાલે—સાચું છે બેશક;
કંજૂસ સખી થઇ કૈં આલે—સાચું સાચું,
ઘડપણ સાંતી ફૂલીફાલે—સાચું છે બેશક.

(કોરસ) મરદ મથી મરે—ખરૂં ન તે ઠરે;
નહિ બનતું જે આ દુનિયામાં તે નારી તુરત કરે. ૪
ખાલી ભપકો તમ ના કરશો—સાચું સાચું,
વિન મ્હોતે ફોકટ ના મરશો—સાચું છે બેશક;
જગની બતરીસીથી ડરશો—સાચું સાચું,
તો સુખી અંતકાળે ઠરશો—સાચું છે બેશક.
(કોરસ) મરદ મથી મરે—ખરૂં ન તે ઠરે;
નહિ બનતું જે આ દુનિયામાં તે નારી તુરત કરે. ૫

---

## ૭

### સુખલી—(જુવો પાનું ૪૨ મું.)

### ભૈરવી--પદ

(બાઈ હયા લિરહ કાં ભીસી—એ રાહ.)

બાઈ, કપટ રચી પસ્તાઇ;
ઠગતાં હુંજ ઠગાઇ.
બીજા કારણ ખાડો ખોદી;
તેમાં હુંજ પુરાઇ. ૨
ચોરોને ઘર ચોર પ્હરાણો;
તેવી મજ ગતિ થાઇ. ૩

---

## ૮

### અસલાજી—(જુવો પાનું ૪૭ મું.)

### ખમાચ જિલ્લો--પદ

(દરસન બિન અંખિયાં તરસ રહી—એ રાહ.)

જરથી જગમાં જશ છે ભાઇ;
જર વિન જાશે પસ્તાઇ. ૧
જર મધ જે ફુલમાં છે તે પર;
લાખ માખ છે લપટાઇ. ૨
જર છે શોભિત ઢોળ બદીપર;
એબ રહે સહુ છૂપાઇ.
જર છે ડાચો જગના મુખમાં;
જર વિન મરશે અટવાઇ. ૪

## ૯

## ઊકર—(જુવો પાનું ૫૧ મું.)

કલ્યાણ—(રાહ ઈંગરેજી—બંગાલી બાબુ.)

આજ કાલ તો જુવાનિયાઓ ભણી ગણી પરવારે ભાઇ,
માંગે ટેબલ ખુરશી કાગળ કલમો ખડિયા ભરી સિહાઇ;
મેંઢાંનાં ટોળાંનીં માફક ચાલે એક તરફ ધસડાઇ,
ધંધા ઉપ્પર ઢાંકણ વાળે મરે ચાકરી પર પછડાઇ.

(કોરસ) ઉત્તમ ખેતી મધ્યમ ધંધો નફ્ટ ચાકરી ભીખ નદાન
જો ખેતી નહિ ખેડો ભાઇ ધંધા ઉપ્પર રાખો ધ્યાન. ૧

આફ્રીન છે હોરાઓને કબૂ ચાકરી નહિ કરશે,
મેંચિસ ફૂદિયાંની બે પોટી પોકારી રસ્તે ફરશે;
ત્યાર પછી ઉન કેન્વસ દોરો વેચીને ગજવુ ભરશે,
આજે લાખોના ધંધામાં ઝિપલાવાને નહિ ડરશે.

(કોરસ) ઉત્તમ ખેતી મધ્યમ ધંધો નફ્ટ ચાકરી ભીખ નદાન;
જો ખેતી નહિ ખેડો ભાઇ ધંધા ઉપ્પર રાખો ધ્યાન. ૨

ચાલિસ વરસો પર જે ખોજા ગલી ગલીએ ફરતા યાર,
માંથે મોટા બોજા ઉંચકી ચને કુરમુરી કરી પુકાર;
તેઓ સ્હાસિક નિવડી ચીન વિલાયતનાં કરતાં વેપાર,
મોટાં મોટાં નામો કાહડયાં પામ્યાછે જશનો સણગાર.

(કોરસ) ઉત્તમ ખેતી મધ્યમ ધંધો નફ્ટ ચાકરી ભીખ નદાન;
જો ખેતી નહિ ખેડો ભાઇ ધંધા ઉપ્પર રાખો ધ્યાન. ૩

ફાટાં ટૂટાં ચિઠડાંને ગુણપાત જુની લેતા રખડી,
ખાંધે ચોખા ભરી મોટિયાં ઉઠાવતા તડકે રઝડી;
રફ્તે રફ્તે તેઓએ જો વળાંન ધંધાની પકડી,
જૈન વાણિયા ભલા ભાટિયા ઉગી નિકળિયા તન રગડી.

(કોરસ) ઉત્તમ ખેતી મધ્યમ ધંધો નફ્ત ચાકરી ભીખ નદાન;
જો ખેતી નહિ ખેડો ભાઇ ધંધા ઉપ્પર રાખો ધ્યાન. ૪

અસલ વખ્તનાં જુઓ પારસી ધંધામાંજ હતા માહેર,
ગાંધી પસ્તાકયા તંબોલો વણકર વસ્તા સ્હેરો સ્હેર;
ધંધો કરતાં ધાન્ય વળો ધન પણ મેળવિયું રૂડી પેર,
તો આજે તેના બેટા કાં કરે ચાકરી ઘેરો ઘેર.

(કોરસ) ઊત્તમ ખેતી મધ્યમ ધંધો નફ્ટ ચાકરી ભીખ્ખ નદાન,
જો ખેતી નહિ ખેડો ભાઇ ધંધા ઉપર રાખો ધ્યાન. ૫

## ૧૦

## શીરીન—(જુવો પાનું ૫૫ મું.)

## ભૈરવી--૫૬

(ના મુજે સતા બલમાં—એ રાહ.)

શોખછે અજબ, સજની;
શોખિન દેછે—કરેછે રે કિમ્મત શોખપર ગજબ. ૧
શોખ ધૂળને કિમ્મતી—શોખ વધારે દામ;
શોખ સોનું મોઘું થાએ—શોખ શરાબી જામ. ૨
શોખ ઇલમને ઘણો વધારે—શોખે બેડો પાર;
શોખ વિના સહુ જાય અકારત—શોએ હલકો ભાર. ૩
શોખ અજબ હિમ્મત દે ભયમાં—શોખ પુરાવે આશ;
શોખ દેખતાં કરે આંધળાં—શોખે સત્યાનાશ. ૪
શોખ કરે બે અસર જગતમાં—શોખ બુરો ને નેક
શોખ સ્વર્ગ કે નર્ક બતાવે—શોખ નિભાવે ટેક. ૫
શોખ સંકટો સદા નિવારે—શોખે દેહશત દૂર;
શોખ કરી ભજ તે સાહેબને—શોખે જો રબ નૂર. ૬

---

## ૧૧

## શીરીન—(જુવો પાનું ૬૭ મું.)

## બરમાં માંડ--ગરબી.

(કેમ જાઉં નવરોજના રંગમારે—એ રાહ.)

ઘડપણે વિવાહ છે ખોટોરે,
કન્યા ન્હાની પતી બહુ મોટોરે;
જુઓ કાગ હંસનો જોટોરે.
મા ન્હાનીને મોટીતો દીકરીરે,
પિતા લાગે જો પતી સાથ નીસરીરે;
બહુ ચાલે પિછાનમાં ઘોટોરે. ૧
ગયા બાલો બુઢાનાં પાકીરે,
નહિ મોઢાંમાં દાંત એક બાકીરે;
દ્રવ્ય થકી દિશે ગલગોટોરે. ૩

ધણી નહી ધન્ય સાથ પરણેરે,
ખરે રાજી પતીને મરણેરે;
જે પરણે બુઢો જોઇ ધોટોરે. ૪

ધણી ઘોરે જવાની ત્યારીરે,
રડે છોકરાં દ્રય લે ન્યારીરે;
ફરી બીજો કરે શું ટોટોરે. ૫

---

## ૧૨

### શીરીન—(જુવો પાનું ૭૦ મું.)

### ભૈરવી—દાદરો.

(કેહ મત હયાં મેરા કોઇ નહી.—એ રાહ.)

થઇ મુજપર રબની મ્હેર ઘણી;
પામી, ધાર્યો આજ ધણી. ૧

લાખ શુકર હું કરૂં જિગરથી;
થાઇ ભાગ્યવંતી પરણી. ૨

સસરાજી શુભ ઘડિ પલ મુરતે;
આપો આર્શિવાદ ગણી. ૩

---

## ૧૩

### સઘલાઓ—(જુવો પાનું ૭૧ મું.)

રાહ; ઇંગરેજી—(હોમ સ્વીટ હોમ.)

આ ખેલ જોઇ ચેતજો દરએક નર ને નાર,
નિત નેક રાખી નેમ ધન ખરચી તરો ભવ પાર,
કંજુસ લોભીનો જુવો આ છે ખરોજ ચિતાર,
તજજો સદા બદ કામને ભજજો સદા કરતાર.
(કોરસ) આજ—ખેલ—તો થયો તમામ;
માની એહસાન—કરિયે અમો સલામ. ૧

લખલૂટ પણ થાશો ન કોઇ જોઇ દોલત પૂર,
નહિતો બની મોહતાજ કરશો આબરૂની ધૂર,
પૈસો જમાવાની નેકિથી કાપી બદી થઈ સૂર,
શુભ કામથી જશ પામજો બદનામથી રહિ દૂર.
(કોરસ) આજ—ખેલ—તો થયો તમામ;
માની એહસાન—કરીયે અમો સલામ. ૨

ખોટા તર્જોની ઢોંગ તેમાં છે નહી કૈં માલ,
ઠગશો કદી દુનિયા તોય છે આખરે બદ હાલ,
રે જોઇ નહિ કદિ સાંખશે રબ આ ઠગારી ચાલ,
થઇ નેક કહે ફિરોઝ નિત રાજી કરો રખવાલ.
(કોરસ) આજ—ખેલ—તો થયો તમામ;
માની એહસાન—કરિયે અમો સલામ. ૩



ધી ઓખે જામે જમશેદ પ્રીંટીંગ પ્રેસ કમપની લીમીટેડ.

આ ખેલનાં બનાવનારની નીચલી ચોપડીઓ જાંમે જમશેદ છાપાખાનામાંથી મલશે:—

| | રૂ. | આ. | પ. |
|---|---|---|---|
| "સુધરેલી શીરીન આખરે ઠેકાંણે આવી"નો ખેલ | ૦ | ૪ | ૦ |
| "કાકામામા"નો ખેલ ........................ | ૦ | ૪ | ૦ |
| "મુંબઇમાં નાવરે મરાતબની તવારીખ" ...... | ૦ | ૧૨ | ૦ |



થોડા દીવસમાં એજ લખનારનો "ભુલ ચુકની હશાહશ અથવા 'નહી' બોલના ૯૯ ગુણ" વાલો રમુજી પારસી સંસારી ખેલ બાહેર પડશે. કીંમત આના ૨.